૨૬૪૩

# ઉમેદચંદજી કૃત્ય કાવ્ય સંગ્રહ.

## ભાગ બીજો.

શ્રી જૈન ધર્મના અભિલાષિયોને માટે છપા-
વી પ્રસિદ્ધ કરનાર જૈન ધર્મ સુબોધ
પ્રસારક સભા.
ભાવનગર.

હરીગીતવૃતમ્.

આ સૃષ્ટી વીષે ધર્મ મોટો. જૈન તણોજ ગણાય છે;
તેમાં થએલા મા'ન પુરૂષો. જ્ઞાની બહુ વખણાય છે.
તેનાં કેટલાં પુસ્તકો ને, કાવ્ય મનને ભાવ્ય છે;
તેનું તમે આ જાણજો, ઉમેદચંદ કૃત્ય કાવ્ય છે. ૧.

સુરત.
"વિક્ટોરીયા" પ્રેસમાં ટેમુલજી બેરામજીએ
છાપી પ્રસિદ્ધ કર્યો.

સને ૧૮૮૪. સંવત ૧૯૪૧.

કિંમત બાર આના.

# અનુક્રમણીકા.

# પ્રસ્તાવના.

અહો સ્વધર્મિ બંધુઓ, આપ, આપણાં, જૈનધર્મોદયની, સદા ઉમેદ ધરાવો છો, વળી, આપણા જ્ઞાનશાગર ધર્માચાર્યનાં મેળાપ, વખતમાં, ધર્મશાસ્ત્રો સાંભળીને, પોતાનાં આત્મશાધનરૂપ વૈરાગની સાથે, જ્ઞાનઅભ્યાસ વીગેરેમાં અત્યંત પુરૂષાર્થ, વાપરી, આગેવાનીપણું ધરાવો છો, એટલુંજ નહીં, પણ દીનપ્રતિદીન, ઉત્સાહની સાથે, ધર્મક્રિયા કરી સંતોષ માનોછો, પરંતુ, પોતાના ધર્મસંબંધી, પુસ્તકોનું સદા મન રાખો છો, તેથી અમો શ્રી ભાવનગર, જૈન ધર્મસુબોધ પ્રસારક સભા તરફથી, આ ગ્રંથ, માહાન પુરૂષ શ્રી ઉમેદચંદજી સ્વામી કૃત્ય, કાવ્યસંગ્રહ ભાગ બીજો છે, તેમાં સદરહુ પુસ્તકનાં પેહેલા ભાગની માફક, સઘળા વિષયો, ધર્મ અને જ્ઞાન સબંધીનાં છે, તેથી એ પણ ધર્મમાળાનો એક આ બીજો ભાગ ગણવા યોગ્ય છે. તે છપાવી પ્રસિદ્ધ કર્યો છે.

શ્રી જૈનધર્મપ્રસારક, માહાન પુરૂષ શ્રી ઉમેદચંદજી, વખતોવખત કાવ્ય કરી આપણા સ્વધર્મિ સ્વજનોને સંભળાવી બોધ કર્યો તે સાંભળી, બીજા ભાગ સંબંધી સઘળા વિષયો સંશોધન કરી છપાવી બહાર પાડવામાં આવે છે, તે વાંચેથી, તેમાં જે વિષયોનું વરણન છે, તેની ખરી ખુબી માલમ પડશે, અને તેનો લાભ હમેશાં લેવા મન તત્પર રહ્યા કરશે. વળી તે જૈન ધર્મના હીતેચ્છુ સર્વ સજ્જનોને અતિ પ્રિય થઇ પડે તે સારૂ આ પુસ્તક છે.

આ પુસ્તકની અંદર ધર્મનીતી ઉપદેશ સંબંધી જુદા જુદા રાગથી ઢાળ, લાવણીઓ, બારમાસ, ચાબખા સ્ત્રીનાં ભાવ સણગાર વિષે ગરબાગરબી, ઠુમરી, જંગલા, ગજલ, બીભાસ, ભૈરવી,

મેવાડો, હોરી, પરભાતિ, દોહા, મનહરછંદ, વીગેરે એવી કવિતા-ઓની, ઝડઝુમક રચના, તથા અલંકાર શબ્દોની મેળવણી, રસીક રસીક રાગોમાં રચેલી છે તે કોઈ પણ ગ્યાનીને ગ્યાન, વૈરાગી ને વૈરાગ, પ્રેમી ને પ્રેમ, આસ્તિક ને આસ્તા, ઉપજ્યા વિના રેહેશેજ નહીં.



# કાવ્ય સંગ્રહ ભાગ બીજો (૨).

## (શ્રી, આદરકુમારનો રાસ.)

દુહા.

આદેસર આદે કરી, ચોવિસમા વૃધમાન;
અષ્ટ કરમ ને ક્ષય કરી, પોત્યા સિવ સુનિધ્યાન. ૧.
ચઉદસેં બાવન તેહના, ગણ ધર ગુણ મણિ ખાંણ;
તે પણ સિર સુખે આસર્યા, જીન વચન પરમાણ. ૨.
તેહ આદે મુજ ગુરૂ ભણિ, નમણિ કરૂં કર જોડ;
વાગ્ય વાણી સાંનિધ થઇ, પુરજ્યે વંછિત કોડ. ૩.
તેહ સકળ ને નમિ કરી, ગાસ્યું આદર કુમાર;
વારે શ્રી વૃધ માન ને, હુવા તેહ અણગાર. ૪.
વૈરાગ્ય પામ્યા કિણ વિધે, કેમ વસ્યા ગૃહ વાસ;
સિવ મારગ કેમ આસર્યા, વૃણવું તેહ સમાસ. ૫.
ચર્મ સરિરી પ્રાણીયા, વિલસે બહુળા ભોગ;
વૈરાગ પદમે થિર થઈ, કેળ કરે સીવ જોગ. ૬.

## (ઢાળ ૧, દેસિજ કડિની.)

ચાલ, જંબુભર્થેરે દક્ષણ નિવેસ મા,
કમળા કેળેરે આદન દેસ મા,
ઉથલો, આદન દેસે આદન પુર વર,
સકળ પુરમાં વાજીયો,
તસ પુર સ્વામિ ન્યાય નર વર, આદન નામે રાજીયો,
ધ્યાગ ત્યાગ સત્ ધર્મ વાચક, રાચક પર દુઃષ ભંજણો,
નિજ રાજ નિતીક ભાવ સાંતિક, જાચકનો મન રંજણો. ૧.

ચાલ, તસ ઘર ઘરણિરે આદ્રિકા સહી,
સતિ ગુણ રાતીરે કુળ આશ્રમ રહી,
ઉથલો, આશ્રમે રહી લજ્જા ગ્રહી,
ગ્રહી સમત મન વારતા;
પતિ ભગ્તી સાધન મિલતી સાજન, કુળ આચાર સંભારતા,
અમૃત ઝરણિ ચિત હરણી, રંજન કરણિ રાયને,
તસ ઉર જનમ્યો ભાગ્ય પરિબળ, નંદન સુખ કર માયને. ૨
ચાલ, આદ્રકુમારરે નામ સોહામણો,
અતિ ગુણવંતો રે ચિત દયામણો;
ઉથલો, દયામણો સબ જન પાળક,
સારક ચિંતિત કાજને.
કળા અભ્યાસિ સદા ઉલાસી, વલ્લભ ધજન રાજને,
પૃણિત વય મે આય થિરત્યો, મોહન વેલ સમાન રે,
જુવરાજ પદનુ નામ ધારક, સુણો સારક અવસાનરે. ૩.
ચાલ, મગધ દેસે રે એક પુર ભલો,
રાજ ગૃહ નગર રે સકળ સિરે તિલો,
ઉથલો સુંદિર મંડન શ્વર્ગ ખંડસમ,
અલંક પુર દેખ લાજીયો,
શ્રેણિક નરવર રાજ પાળે, ધર્મ જીન ભગત વાજીયો,
નંદા તસ પટ નાર રૂડી, અભય તસ કુળ નંદનો,
સબ લોક સાખી સત્ય ભાખી, અરી કુળકો નિકંદણો. ૪
ચાલ, સૃણિક આદન રાય સું પ્રીતડી,
મન મેળાપે રે રાખે રીતડી;
ઉથલો, રીતડી રાખે છેહ ન દાખે,
સચિવ એક દુઃષ મેટણો.
શ્રેણિક સમી પથિ લેઇને ચાલ્યો, આદન રાય ભણી ભેટણો,
જળ વટમાં ચિર કાળ ચરતાં, આયા આદન પુર વાસમાં,

આદન નૃપના ચર્ણું ભેટી, ભેટ ધરે ઉલાસમાં. ૫.
ચાલ, ભેટણું લેઇ રે રંગ૦ ઉલાસમાં,
સચિવ ને પુછે વાત રે વિલાસમાં;
ઉથલો, આદન નૃપ નિજ મિંત્ર સુખની,
કુસળ પુછે ભાવ સું,
તવ સચિવ આદ્યંત કુશળ, વિગત કહી સમ દાવ સું;
આસન વાસન રાય આદન, સચિવ નેં દતે ત્યાંય જી,
મુનિ ઉમેદ ચંદ કહે છે ભાવે, શ્રોતા રસ છે સવાય જી ૬.

( દુહા. )

આદન નૃપ ભણી તિહાં, પુછે આદર કુમાર;
મગધેસ નૃપ કવણ છે, ચરી કહો વીસ્તાર. ૧.
તાત કહે સુત સાંભળો, મગધેસ શ્રેણીક રાય;
મુજ મિંત્રિ આતમ સમો, તેહ મુને સુખ દાય. ૨.
ચિર કાળની એ રીત છે, નહિ અંતર લવલેસ;
દુર દેસ છે તોય પીણુ, કિયો છે અંતર નિવેસ. ૩.

## ઢાળ, ૨.

કુરકટ અક્ષર લખી કહે તાજા એ રાગ છે.

આદર કુમર પુછે સચિવનિ આગે, ભલે આવ્યા તમે મુજ ભાગેરે.
મન મોહન પ્યારા, એહ ટેક.
બોલ વિચાર સાંભળજ્યો હમારો,
ઉપગાર માંન સ્યું તમારોરે, મ૦. ૧.
શ્રેણિક નૃપને ઘરે પટનારો,
તસ અંગજ કવણ છે કુમારોરે, મ૦.
નામ કળા ગુણ રૂપ સમેત,

કહો જેમ વાધે મુજ હેતરે, મ૦ ૨.
તવ સચિવ વદે જોડી હાથ,
સુણો આદર કુંમર મુજ વાતરે, મ૦
હમ શ્વામિ સુત અભય કુમાર,
તેહ ને પહી ચાણે સકળ સંસારરે, મ૦ ૩.
બુધિ ચઉ કળાનો અભ્યાસી,
જોગી ભોગી ભમરલો વીલાસીરે, મ૦
વરત ધારક તે વારક છે અવરતી,
સોમાકાર મોહન મન મુરતિરે, મ૦ ૪.
પંચ સત મુહુતામે પૃતિ જારી,
રાય જગ્ત સનમાંનથિ ભારીરે, મ૦
વિનય ધરમમાં ચાવો અધિકારી,
મુજ વયણે સકું ન વિસ્તારીરે, મ૦ ૫.
જસ લયા દેસ સકળ વિખ્યાતા,
સત્રુ મિંત્રુ મુખે ગુણ ગાતારે, મ૦
મુજ મુખનિ સત્ય એહ વાત,
વળી એહનાં ઘણા અવદાતરે, મ૦ ૬.
અભયનિ વાત આદર કુંમરે જાંણી,
હરખે બુધિ ગુણ પહીચાંણીરે, મ૦
સચિવ ભણી વદે નિરમળ વાંણી,
તસ ગુણથિ મિંજારે રંગાણિરે, મ૦ ૭.
મુજ પિત્યા તુને જારે પહાવે,
ગુપ મળજ્યો તમે વડ દાવેરે, મ૦
અભય ભણી મુજ પ્રીત રચાણી,
રતિ વિસરૂં નહી ગુણ જાણીરે, મ૦ ૮.
એક દિન આદન રાય વિચારી,
શ્રેણીક સચિવની કરી મન વારીરે, મ૦

શ્રેણીક કારણ ભેટ વિચીત્રા,
લેઇ આપે છે પુંન્ય પવિત્રારે, મ૦. ૯.
આદ્રન રાય નિજ સચિવ નેં પ્રેરે,
જા તું રાજગૃહી તસ નેરે રે, મ૦.
દોય સચિવ સજાઇ ઉલાસે,
આવે આદરકુમરની પાસેરે, મ૦. ૧૦.
કર જોડી મુખ વાચ ગુણાળી.
હોજ્યો જય વિજય મંગળ માળીરે, મ૦.
ઉમેદ ચંદ કહે સચીવ દો લારી,
મગધ દેસ ભણી મન વારીરે, મ૦. ૧૧.

દોહા.

શ્રેણીક સચિવ જુદે મુખ, સાંભળો કુમર મહેસ;
રાય તણી અનૂમત થઈ, જાસ્યું અમારે દેસ. ૧.
આદર કુમર અતિ મુલની, વસ્ત વિચીત્ર પ્રકાર;
સચીવ ને સોંપી કહે, દેજ્યે એ અભય કુમાર. ૨.
વળિ નમણ કે જ્યો માહેરી, કેજ્યો મુજ ચિત પ્રેમ;
આદર કુમરની વીનતી, સદાય કુસળ એમ. ૩.
તવ સચિવ અતિ સાજથી, સામગ્રી ભરપૂર;
ચિર કાળે તે આવિયા, શ્રેણિક નૃપની હજૂર. ૪.

## ઢાળ ૩.

ઇંડર આંબા આંબલીરે, એ રાગની છે.

ભેટ ભલિ ધરી રાયનેરે, વળી કુસળ કહી વાત.
આદ્રન નૃપ મન રંગસુંરે, કરેછે તુમ ગુણ ખ્યાત, નરેસર,
લેજ્યેત સમન વાર—ટેક—૧.

આદનનાં સચિવનિરે, શ્રેણીક કરે મન વાર;
આસનાદિક મન ભાવસુંરે, પુરવે તસમનો હાર. નરે૦– ૨.
સચિવ એક દિન આવિયોરે, અભય કુમરની પાસ;
ભેટ દેઈ વિગત કહીરે, તે સુણી અભય ઉલાસ. નરે૦– ૩.
અભય સમય વિચાર મેરે, ચિંતવે નિજ મન સાથ;
નામ મુંણી ને મોકલીરે, ભેટ ઉલસીત ગાત. નરે૦– ૪.
ધર્માર્થિ પુરવ ભવેલે, લેઈ સંજમનો એ વેસ;
સાધ વિરાધક વૃત તણોરે, ઉપનો અનારજ દેસ, નરે૦– ૫.
બોલ તણાં અનુભાવ થિરે, જાંણું એ ભવ જીવ કોય,
બોધ ધરમનો જો કરૂંરે, તો ગુણ ઓસિંગણ હોય. નરે૦– ૬.
એહ જગતમાં આવિનેરે, જુડયો સંબંધ અપાર;
ધર્મ સંબંધ મિળે દોહીલરે, ભાંખે છે વિર નિરધાર. નરે૦– ૭.
અભય મન મતો કરીરે, બોધણની મત ઠાંણ;
કેસરીયો ને મુખ વસ્ત્રી કારે, આસન કરવાળી જાંણ. નરે૦– ૮.
પેઇ પૃક્ષે પણ તે કરીરે, દ્વાર જુડી દીયે તાળ;
વસ્ત વિવિધ ભેટ કારણીરે, સેળવિ ધરી ઉજમાળ. નરે૦– ૯.
યત્ન કરી કર સચવિનેરે, દિયે છે અભય કુમાર;
આદન રાયથિ ગોપવીરે, દેજો આદર કુમાર. નરે૦–૧૦.
કેહેજો મુજ મુખ વીનતીરે, મંજુસા ગુંજ સ્થાંને જાય;
બોલિ લેજો વસ્ત આપનીરે, નિર્મોલ એહ જગમાંય. નરે૦–૧૧.
હવે શ્રેણીક અદિસ થિરે, આદન સચિવ સોહાય;
આદન પુરમાં આવિનેરે, રાયને સિસ નમાય. નરે૦–૧૨.
વિનતિ ભેટ શ્રેણીક તણીરે, આદન નૃપ ભણી દીધ;
ગહવર ગુંજ સામા વસેરે, અવર સંબંધ સબ કીધ. નરે૦–૧૩.
અવસર જોગે તે પેઇનેરે, આદર કુમર હજુર,
કરી અંતરની વિનતીરે, સુણીને ઉલસે છે ઉર. નરે૦–૧૪.
આગળ હવે હુવે જે ચરીરે, સાંભળજો નર નાર,

મુનિ ઉમેદચંદ એમ કહેરે, ચરી તે આદર કુમાર.નરે૦—૧૫.

( દુહા. )

હવે આદરકુમર તિહાં, તેહ મન્જુસ અમોલ;
ગુપ્ત સ્થાંન થિર ચિત કરી, દેખે પેઇ તવ' ખોલ. ૧.
મુખ વસ્ત્રીકા કર ગૃહી, સર્વાંગે ધરે તામ;
ભુષણ રૂપે ન સોભતી, અંગમે કોઇ મુકામ. ૨.
જયણા સ્થાંનકે ધારતાં, રંજ્યો તવ તે કુમાર;
એમ ચતુર ઉપ ગૃણનો, મર્મ લહ્યો તીણ ઠાર- ૩.
એહ કૃતવ્યતા મેં કિહાં, દેખી છે પુર વાંન;
મુહુરત વિસમતાં ઉપનો, જાતી સમરણ ગ્નાંન. ૪.

ઢાળ ૪.

વામન સિ ફળ આસ હો, એ રાગની છે.

પુરવ ચરિ વિચારે હો, વિસમીતપણે કુમાર હો
કુમાર હો, લજ્યા વસ મન આપણો રે,
પુરવ મગધ દેસી હો, વસંત પુરનો વાસી હો,
કુણબી હો, સામા નામે ડાહ્યા પણો રે. ૧.
બંધુ મતિ તસ નારી હો, ધરતી પ્રીત અપારી હો.
દોયલારી હો, વસ્તા વાસ સવાસ મારે,
ધર્મ ઘોષ ગુરૂ આગે હો, સંજમ લીયો વૈરાગે હો,
તેમ નારી હો, ગુરૂણી સંગ ઉલાસમા રે. ૨.
ધર્મા ચરણિ બંધુ મતી હો, વૈરાગ રંગમાં રતી હો,
સતી હો, ખમ દમ તપ ગુણ આગળી રે,
સામ મુનિ દિન એક હો, મતિ વિસરજીને કહો,
વિવેક હો, તજી મતિ ઉસાંગળી રે. ૩.

પુરવ નેહ વિચારી હો, વીષય મનસા ધારી હો,
પરવારી હો, સંજમ કમળા ભાવે થિરે,
એહ ચરી સબ ઠાંણી હો, બંધુ મતિ સતિ જાંણી હો,
પહીચાણી હો, ગુરૂણીને કહે દાવ થિરે. ૪.
ધિગ ધિગ પ્રેમ વિકાર હો, ન ઘટે મુની ગુણ ધારી હો,
અવ ધારિ હો, અણ સણ કરો ગુરૂણી કહે રે,
ગુરૂણીકાર વિચારી હો, સતિ લહે હીતકારી હો,
બલહારી હો, અણ સણ ગીર સીરપર વહેરે, ૫.
કાળધરમ વસ પોહો તિહો, સંજમ ગુણ સમેતિ હો,
વેગેથિ હો, સુર ભુવનમાં અવતરીરે,
સાંમ મુનિ ચરી સુણી હો, વિસમિને સિર ધુણી હો,
અવગુણી હો, મનસા મારા વરતરીરે. ૬.
એહ તન ને એ મન હો, જનમ મુજ્યો અધન હો,
સબંધ હો, ધરીયો બ્યર્થા માહેરોરે,
ગુરૂ મુખે આળોચે હો, અણસણ કરી નીજ પાસે હો.
નિજ દોષ હો, વારે ગુરૂ સંગ જાહેરોરે. ૭.
દેવ ભુવન મે જાઈ હો, મન ચિંતિત સુખદાઈ હો,
કમાઇ હો, વિલસે નિજ કૃત્ય તે ગથિરે,
સુર ભુવન આઉ પાળી હો, પર્યાપતી સબ ટાળી હો,
ગુણ માળી હો, આદર કુમર હુવો વેગથી રે. ૮.
અભય કુમર મુજ ભ્રાતા હો, પરમારથ કરી સાતા હો,
વિખ્યાતા હો ધર્મા પગરણે બોધીયો રે,
જાતી સમૃણની આદ હો, તજ્યો સકળ વિખ વાદ હો,
પરમાદ હો, તજી ધરમ ગુણ સોધીયોરે. ૯.
એક દીવસ કુમાર હો, તાત ભણી નિરધાર હો,
કહે સાર હો, વાત સુણો એક જાહેરીરે,
અભય ને મળસું જોઈ હો, કારદીયો તમે મોહી હો,

મનસોહી હો, તન મન લલતા માહેરીરે. ૧૦.
રાય કહે વચ્છ કાંઈ હો, જાવણુ કારજ નાંઇ હો,
દિન કોઈ હી, હુવો નહી એ સંગથીરે,
પત્ર મેળાવો આપે હો, પ્રેમ તેહ પરતાપે હો,
ગુણ જાપે હો, રહો સદા ઈહાં રંગથીરે. ૧૧.
કુંમર રહ્યો ધરી મૌન હો, કાજ સમારૂ જોઈને હો,
છળ લૈને હો, મળસું અભય કુંમારનેરે,
ચિત ચળ જોઈને સજા હો, પંચ સત સુભટ તાજા હો,
તસ સાજા હો, રાખે આદન નૃપ ધારનેરે. ૧૨.
આદરકુમર ચતુરાઇ હો, અશ્વ ક્રિડા મત ઠાઇ હો,
નિત જાઈ હો, કૈળ કરણુ પુર બારણેરે,
સુભટ હોવે નીત લારે હો, કુમર દિલેં વિચારે હો,
મુજ વારે હો, રક્ષક સેવા સારણેરે. ૧૩.
એક પ્રવહણુ અધિકારી હો, તિણ સું કરે મન વારી હો,
કુમાર હો, ગુપ્તપણે વિતી કહીરે,
પ્રવહણુ બેડો તમે જારે હો, લેજો અમને લારે હો,
પહુચાડો હો, રાજગૃહ નગરે સહીરે, ૧૪.
એમ દાવ લેઈ ચિત આવે હો, રાજ ગૃહી મે આવે હો,
ભલ ભાવે હો, મળીયા અભય કુંમારનેરે,
પ્રમુદિત નિસ દિને હો, કુમર બેહુ ગુણ લિને હો,
રંગ ભિને હો, ગ્નાન રમણુ દિલ ધારણેરે. ૧૫.
વિનવે આદર કુમાર હો, જોગ મિલ્યો હવે તારો હો,
ઉદે સારો હો, કરતારથ ફલ્યો માહેરોરે,
ધર્મ મિલણુ ઉજમાળો હો, એ યે ચોથી ઢાળો હો,
મનવાળો હો, ઉમેદચંદ કહે જાહેરોરે. ૧૬.



( દોહા. )

એક દિવસ વૈરાગિયો, તેહિ આદર કુમાર;
અભય અનુમત માંગતો, લેવા સંજમ ભાર. ૧.
જેમ સુખ હોવે આપને, જેમ સુધરે નિજ કાજ;
ચિંતિતારથ સબ ફળે, તેમ કરો મહા ભાગ. ૨.
સાસન દેવ તિણે સમે, બોલે બે કર જોડ;
ભોગ કરમ અતિ તાહેરે, પોંચે નહિ મન કોડ. ૩.
કહે કુમર સુર સાંભળો, ત્રોડુ ધનનિ દોર;
ભોગ કરમ એ બાપડા, કરે સું એ મુજ જોર. ૪.
એમ નિઃચે કરિ વેગસું, વૈરાગિ મહા જોધ;
સંજમ ગિરપર રાજ તો, હુવો પરતેક બોધ. ૫.

## ઢાળ ૫.

ચોમાસે અગીયારમે જીરે—એ રાગ.

આદર કુમર વ્રત આદરીજીરે, વિચરંતા જીનપદ દેસ,
વસંત પુર પરી શ્રમમાં જીરે, આવી રહ્યા સની વેસ,
સુણંદ ગુણી, આર્દ્રકા નંદન ધિર. એ ટેક. ૧.
કામદેવનો છે દેહેરો જીરે, જીરણ કાળનું થાન;
તિણ મેં ખંભાશ્રય તે મુનિ જીરે, મૌન મુંદ્રા ધરી ધ્યાંન.
મુ૦ આ૦—૨.
હવે ભાવિક જન સાંભળો જીરે, બંધુ મતિ સુરવાસ;
દેવાયુ ને અંતે ઉપની જીરે, વસંત પુરમાં જન્માસ.
મુ૦ આ૦—૩.
ધનપતિ શ્રેષ્ઠિ ને ઘરે જીરે, ધનવંતી સકળની નાર;
બંધુ મતિનો જીવ તે જીરે, તસ ઉદરે અવતાર.
મુ૦ આ૦—૪.
જનમાં તરે તેહ બાળનું જીરે, શ્રી મતિ નામજ દિધ;

વચ પરણીત જોબન સમે જીરે, રૂપ કળા ગુણ નિધ્ય.
મુ૦ આ૦—૫.

મધુ વાસર મધુ માસમા જીરે, તિણ સમય તેહ બાળ;
સખી મંડળ લેઈ ક્રીડ વાજીરે, આવિ દેવળ ઉજમાળ.
મુ૦ આ૦—૬.

બાળક્રીડા સમે બોલતી જીરે, થંભ વરો બેનિઆજ;
તે જાણો સિરનો સેહરો જીરે, તેહસું કરો ઘર કાજ.
મુ૦ આ૦—૭.

તવ તે સરવે સુંદરિ જીરે, પ્રતેક થંભાનિ લાર;
લાગી રમે પર મોદ સું જીરે, ધરતિ હરખ અપાર.
મુ૦ આ૦—૮.

શ્રી મતિ આવિ વેગ સું જીરે, મુનિ થંભ દિલ સાથ;
મુનિ થંભ દોનું સંગમે જીરે, મન ભર ભરતિ બાથ.
મુ૦ આ૦—૯.

તિણે સમે એક દેવતા જીરે, બોલે છે અદ્રસ બોલ;
શ્રી મતિ પુરવ ભાગેમે જીરે, વિંદ મેલ્યો સુર તોલ.
મુ૦ આ૦-૧૦.

રત્નવ્રષ્ટી સુર ત્યાં કરી જીરે, ઘન ગરજે જળધાર;
શ્રી મતિ બીહીતી તે સમે જીરે, મુની ચર્ણે વળગી તે નાર.
મુ૦ આ૦-૧૧.

આદ્રરમુનિ મન ચમકીગો જીરે, નીરખે છે નયણ ને બોલ;
શાંમાં સ્પર્સ મુને હુવો જીરે, સત્ય સાસન દેવ બોલ.
મુ૦ આ૦-૧૨.

ઉપશ્રગ વારણ કારણે જીરે, ચરણે ઠેલી તતકાળ;
સંચર્યા જીન પદ દેસમાં જીરે, તવ ચિંતવે તેહ બાળ.
મુ૦ આ૦-૧૩.

એ ભવમાં સિર સેહેરો જીરે, એ મુજ પ્રાણ આધાર;

અવર વરવાના સુસ છે જીરે, વરતે અભિ ગૃહ લાર.
મુ૦ આ૦–૧૪.
મુનિ પઢીચાંણુ કરી ખરી જીરે, શ્રી મતિ વિસમીત ચિત;
તવ વસંત પુર રાજીયો જીરે, લેવા આવ્યો સબ વીત.
મુ૦ આ૦–૧૫.
દેવ અંબર રહિ ઓચરે જીરે, કંન્યા દાન અમે દિધ;
કામ ન આવે તુજ પાયકો જીરે, અંત વચન તુજ કીધ.
મુ૦ આ૦–૧૬.
તવ રાય મન રિઝીને જીરે, સકટમાં રિધ ભરાય;
શ્રી મતિ સમેત આણીને જીરે, ધનપતી નેં દતે રાય.
મુ૦ આ૦–૧૭.
સુણો શ્રોતા મુજ વિનતી જીરે, આગળ વાત રસાળ;
મુનિ ઉમેદચંદ એમ કહે જીરે, એહ છે પાંચમી ઢાળ.
મુ૦ આ૦–૧૮.

( દોહા. )

તાત કહે નિજ પુત્રીને, એ ધન દિધેલ કેણુ;
શ્રિ મતિ કહે નિજ તાતને, વાયક મધુરે વેણુ. ૧.
તુમ જામાત નિયે દતિ, નહિ અવર દુજો કોય;
વિતક કહી સબ તાતને, સુણતાં હરખિત હોય. ૨.
શ્રી મતિ રૂપનાં પાસમાં, બાંધેલ નર અપાર;
માંગા કરે ચિત ચાવથિ, વંછે નહિ તે નાર. ૩.
આ ભવ મુજ ને એક છે, પ્રીતમ સિરનો મોડ;
ભાગ જોગે મળિ આવશે, પુરશે મનના કોડ. ૪.
તાત કહે તુજ કંથને, પરખીયેં તસ કેમ;
બાઇ કહે ચર્ણ ભેટતા, પદમ નીરખ્યો તેમ. ૫.

## ઢાળ ૬.

સોવન સિંઘાસણ રેવત્તી—એ રાગમાં છે.

શેઠ કહે તવનિજ બાળને, સાંભળો પુત્રિ મુજ વાતરે,
ધર્મ ક્રિયા કરો નિજ મંદિરે, જેમ સોહે નિજ કુળ જાતરે;
વંછિત ફળે રે જેમ આપણો, એ આકણી. ૧
સુભ ભાવનારે અંત રંગથિ, દેજ્યો દેજ્યો મુનિ સુધ દાનરે;
એખણિક વ્રત ગુણ રાખવા, વિનયથી દેજ્યો સનમાનરે. વંછિ—૨.
ભિક્ષા લેઈ જબ મુનિ સંચરે, દેખો દેખી ચરણ નિહાળરે;
પુરવ પુંન્યોદયે તેહ મુનિ, આવિ મળે તુજ પ્રતિ પાળરે. વંછિ—૩.
શ્રી મતિ બાદરે બોલ તાતના, સાંભળતાં થઈ ઉજમાળરે;
નિત નિત મુનિ પ્રતિ લાભતિ, તજી તજી અવર જંજાળરે. વંછિ—૪.
એહ ક્રિયા નિત પ્રતેં સાર તાં, બહુ ગયા વરસ ત્યાં બારરે;
આદરમુનિરે તવ વિચરતા, આવિયા ગુણધર સારરે. વંછિ—૫.
ભિક્ષા ભાવ માસ અંતે નગરમાં, સાંચરે તેહ અણગારરે;
રાજ.પંથે ઇરીયા સમેતથિ, દેખે દેખે શ્રી મતિ સુ નારરે. વંછિ—૬.
પદમ સૈનાંણી દ્રિગ દેખને, તેડણ પ્રેરીરે એક દાસરે;
દાસ આવિનેરે કહે વિનય સું, ભિક્ષારથે આવો ને અવાસરે. વંછિ—૭.
તવ મુનિ મંદિરે પધારીયા, સપ્તમી ભોમી પગ ધારરે;
શ્રી મતિ આવિરે નમી ભાવ સું, બોલે બોલે વચન વિકારરે. વંછિ—૮.
જોબન વનમાં મેલી એકલી, ગયા તિણ દેવળથી ત્યાગરે;
દાગ દ્રુમ વ્રક્ષ ફળ્યો આંગણે, અબ નહીં જાવણ રો લાગરે. વંછિ—૯.
સુર વચન મુનિ અવધારને, વિન્ન દ્રષ્ટિ અવસર દેખરે;
શ્રી મતિનેરે વદે બોધ સુ, ભોળી કેમ ભુલે તું વિવેકરે. વંછિ—૧૦.
મુનિ સંગે ચુકિ નવ બોલીએ, વીષય છે દુખરસ વેલરે;
કાંમનિ કહે હવે બોધનિ, લયા સબ નિજ થકી મેલરે. વંછિ—૧૧.
મુનિ વિસમીત થઇ ઓચરે, સાંભળો સુંદરી સુજાતરે;
બાર વરસ રહું આંગણે, પછે તજું જગત વીખ્યાતરે. વંછિ—૧૨.

આશ લેઇ સંજમ ોહોળાવિયો, ધર્યો ધર્મ જગવાસી ભેખ.,
વૃત છાંડી ગૃહ માંડી ત્યાં રહ્યા, પુરવ કૃત્ય નિજ રેખરે. વંછિ—૧૩.
વિર કહે સુણ વછ ગોયમાં, જગતમાં નિજ કૃત્ય જોરરે;
ભુગતવ્યતા કૃત્યની લીધા વીન્યા [લહે નહીં અવિચળ ઠોરરે. વંછિ—૧૪.
આદરકુમર ક્રમ જોગથી, ધરી રહ્યા તીહાં તે ઉલાસરે;
મુની ઉમેદચંદ એમ કહે, શ્રોતા સુણો આગમ સમાસરે. વંછિ—૧૫.

( દોહા. )

ત્રિણ વરસ હુવા જીસે, પ્રગટે એક કુમાર;
રૂપવંત રળિયામણો નામે જયવંત બાળ. ૧.
દિન દિન વયે કરિ વાધતો, સોભિત મોહન વેલ;
વરસ નવનો જબ હુવો, રમણ રમિ કરે ખેલ. ૨.
તવ આદરકુમર કહે, સાંભળ સામિનિ વાત;
હવે આધાર છે તુજને, રાખશે તુજ અખ્યિાત. ૩.
હવે સંજમ વૃત આદરૂ, રહૂ નહિ ગૃહ વાસ;
એમ કહિ પરિયંકમે, પોઢણ કિયો ઉલાસ. ૪.
તવ શ્રી મતિ મન વિસમી, કાંતણની વિધિ સાજ;
કાંતવા બેઠિ રેંટિયો, સારણ ઘરનાં કાજ. ૫.

## ઢાળ ૭.

ધારણી મનાવે રે મેઘ કુમારનેરે,—એ રાગ.

કેળ કરંતો હો આયો નિજ મંદિરે, જયવંત કુમર ઉલાસ;
કાંતણ બેઠી હો દેખે તવ માતને, રોસ વચન કહે તાસ. કે૦—૧.
આજતો જનુનિ હો અચરજ એહ વાતની, કરો કાંઇ એહ કામ;
આસતો ન મેટિ હો બેઠી હેઠી કાંતવા, એહ ધન આવે કાંઇ કામ.
કે૦—૨.

માત તો વિચારી હો હુંવારી વછ તાહેરી, સુણ તું મુજ મુખ વાત;
તાત તો તુમારો હો વૈરાગી રાગી વરતનો, સંજમ લેઇ અમ જાત.
કે૦—૩.

આજ મુજ આગે હો વછ તું છું નાંનડો, રહીવું છે તાહેરે મોસાળ;
મુજ સાવરીયો હો સુપને દેખ્યો નહીં, કેમ કરૂં તુજપાળ.
કે૦—૪.

તિણે નેં કારણીયે હો મનમેં ધીરજ આદરી, કરશું કાજ સમાર;
તાત ને વિજોગે હો કુંમર અસાંગળો, માત વચન ચિંત ધાર.
કે૦—૫.

ઝડફથિ સાહી હો કાંતી કર કોકડી, બોલે છે માતનિ લાર;
બંધણ બાંધુ હો પરીયંક સાથ સું, જાવા ન પામે લિગાર.
કે૦—૬.

એમ દ્રઢ ચિંતે હો આયો નંદન વેગશું, તાત પરીયંકની પાસ;
માયાની નિંદરે હો દેખે આદરકુંમરજી, અહો અહો બાળકનિ આસ.
કે૦—૭.

સુતર ને ત્રાગે હો બાંધે ત્યા વિચારીયો, જેના તંતુનો વિસ્તાર;
ગણીત કરીને હો મતો મન એક કરી, રહીશું સુતની લાર.
કે૦—૮.

બોલે મુખ ખોલી હો રાખો ને પુત્રજી એટલું, હવે ન મુજથિ જવાય;
નયણાથિ દેખી હો કર ગ્રહી ને ગણે, બાર તંતુ દિલ લાર.
કે૦—૯.

આદરકુંમરને હો કહે મોહ રાયજી, ચળચિત કેમ હોય;
મુદત ન પોહોતિ હો જૈલ તણી તાહેરે, ચાલે ન અપિલ યાં કાંય.
કે૦—૧૦.

જંજીરા બંધને હો પડખુંન અધ ઘડી, પિણ નહીં ત્રુટે એ દોર;
કુમર કામનિ હો આદર કુમર કહે, કૃત્ય આગે ન મુજ જોર.
કે૦—૧૧.

શ્રવણ કરીને હો શ્રોતા મન વિચારજો, આતમ કૃમ શું વિટાળ;
મુનિ ઉમેદ હો ચંદ કહે રંગ શું, સાતમી ઢાળ રસાળ.
કે૦—૧૨.

( દુહા. )

આદરકુંમર ધરે થિર રહિ, ચોવિસ વરસ જામ;
સુખ સું રહે રસ રંગમે, ક્રિડથિ કરે આરામ. ૧.
ભોગ કરમ ના અંતમે, આયો સુધ મન ધ્યાંન;
રહિ મધ્ય જબ જામની, આઈ પુરવની સાંન. ૨.

## ઢાળ ૮.

કુટિ આયો જબ મંદિરે લલનાં,—એ રાગની.

ભોગ ચરમ નિસ સંગમે લલનાં, ચિત ચિંતે હો આદરકુમાર;
જોવો ગતી કર્મનિ લલનાં. એ ટેક.
પુર્વ ભવે અમે આદર્યો લલનાં, નિરમળ હો વ્રત અણગાર.
જો૦—૧.

નિર્તિ ચારપણે આદરી લલનાં, કરતા હો ઉગર વિહાર; જો૦
ચરણ કરણ ગુણ આદરી લલનાં, નિર લેપી હો સંજમા નુસાર.
જો૦—૨.

ત્યાં પિણ કર્મનાં જોગથી લલનાં, મન વિકળે હો સંજમ વિરાધ; જો૦
મન વચ અસંજમ ભાવસું લલનાં, નામ લહ્યો હો તિહાં મે કુસાધ.
જો૦—૩.

તેહ કર્મના પાસથિ લલનાં, જાઈ ઉપનો હો અનારજ દેસ; જો૦
અસુભ જોગે સુભનો ઉદે લલનાં, અભય મિલ્યો હો ગુણનો નિવેસ.
જો૦—૪.

સુજગુણ કારક તે સહી લલનાં, તસ બોધે હો મુજ ઉદે ભાવ; જો૦

સંજમ સાજ સમાજને લલનાં, મે તો લહ્યો હો મુનિ ગુણ લાવ.
જો૦—૫.

પુર્વે મન વચનથિ ગયો લલનાં, હવે ગયો હો ત્રિવિધિથિ જોગ; જો૦
સંજમ છાંડયો ત્રિણ વિધથિ લલનાં, કેમ છુટુ હો એ કર્મ સંજોગ.
જો૦—૬.

વાધી ભવ લતા વેલડી લલનાં, કૃમજોગે હો મેળવ્યો અપાર; જો૦
મુળ ઉતર ગુણ લોપીયા લલનાં, દુરલભ બોધી હો રૂલ સ્યું સંસાર.
જો૦—૭.

અધ્રુવ વિખય રસમાં રચ્યો લલનાં, હવે મોડુ હો વિષયનો મુળ; જો૦
પ્રુવત્રિ રત્નયે માહેરા લલનાં, ગ્રહું વેગે હો સંજમ અમુલ.
જો૦—૮.

નિસ અંતે ઉઠી વેગસું લલનાં, શ્રીમતી ને હો કહે દિલ વાત; જો૦
મુજ અભિગૃઃ પુરો હુવો લલનાં, હવે લેસ્યું હો સંજમ સુજાત.
જો૦—૯.

નવ સુંદરી વિલખી થઇ લલનાં, મુખે વદે હો તું પ્રાણ આધાર; જો૦
આપ રેહેસ્યોરે સંજમ વાસમાં લલનાં, અમ બેલી હો કવણ સંસાર.
જો૦—૧૦

આદરકુમર કહે નારને લલનાં, નિત રેજ્યો હો ધર્મ સમાર; જો૦
ભવાંતરમાં એહ આસરો લલનાં, તસ જોગે હો સુખ રસ સાર.
જો૦—૧૧.

એમ કહીરે વૃત આદર્યી લલનાં. કૃમ અરી હો હણવાને કાજ; જો૦
મુનિ ઉમેદચંદ એમ કહે લલનાં, અષ્ટમિ ઢાળ હો પુરણ થૈ આજ.
જો૦—૧૨.

અષ્ટ ઢાળ રે ગ્રંથ દેખને લલનાં, સમાસ હો વરણવ્યો એહ; જો૦
હવે સુત્રનો મત મેળવી લલનાં, કહું ભાવે હો સુણો ભવી તેહ.
જો૦—૧૩.



## દોહા.

આદરમુનિ સુધ ભાવના, ધરતા મનમેં મુદાર;
મગધ દેસ રાજ ગૃહ ભણી, ચાલ્યા હરખ અપાર. ૧.
વિકટ અરણવે સાચર્યા, નિર લેપી મુનિ રાય;
સાંમંત આદર રાયનાં, મિળે પાંચસેં ત્યાંય. ૨.
આદરમુની યેં પુછતાં, બોલે સુભટ તે વાંણ;
અમ છળિ તમે આવિયા, લોપિ અમે નૃપ આંણ. ૩.
આદન રાયના ડર થકી, અમે લિધી તમ કેડ;
તમ ન મિળા અમ યે દસા, તસકર નામ આહેડ. ૪.
ધર્મ બોધ મુનિ તવ કરે, બુઝે સુભટ તેવાર;
સંજમ વ્રત ગૃહ્યા તે સવે, ગુણ ધારણ અણગાર. ૫.
હવે આદરમુનિ આવિયા, રાજગૃ: પાસે ઉલાસ;
ગૌસાળો નિન્હવ મળયો, બોલે આદરમુનિ પાંસ. ૬.

---

## ઢાળ ૯.

ભલેરે આવ્યા હો રાવળ રાંમજી—એ રાગની છે.

ગૌસાળો કહે માયા કેળવિ, આદરમુનિને તે વાતજી;
વિરની ચરીરે તે ન સાંભળી, સકળ જાણું હું વિખ્યાતજી. ગૌ–૧.
આદે એકાત પણો આદર્યો, પ્રતિ બંધન નૈ લેસજી;
એકાકી પણોરે મૌન ભાવ સું, સોહે દિગ મુંદ્રા વેસજી. ગૌ–૨.
જબ લગે અમે તસ સંગે રહ્યા, તબ લગ બંધન નહિ કોયજી;
અવગુણ જાણી અમે મોસર્યા, અમ પાંખે એહ દસા હોયજી. ગૌ–૩.
સાજ ભ્રષ્ટ થઇ એકલો, ઉભગ્યો પરીસાથિ એહજી;
મોહ બંધન વસ આસરી, ચતુર સંઘ થાપે તેહજી. ગૌ–૪.
સમણા સમણી નર નારસું, સુર સુરી આદે સંગજી;
આ જીવીકાને વસે બોધસું, અતિ સય વાણી રંગજી. ગૌ–૫.

નિજ માહાંત પણે કેળવી, મુગ્ધજન ભર માયજી;
આસપાસે બાંધી તે છળે, જાણી કુમત સવાયજી. ગૌ-૬.
નેક બોધ નહી એહનો, આદી અંત બીન ભાવજી;
આપ અજાણે તસ ભેટતાં, લેસ્યો કવણ કમાયજી. ગૌ-૭.
કહે આદરમુનિ નિન્હવને, બોલ વિમાસિને બોલજી;
જગત ગુરૂ નાંણ દરસથિ, અવર નહી તસ તોલજી. કહે-૮.
રાગ દ્વેષ દોય ક્ષય કર્યા, આદિ અંત લગે તેહજી;
નિરાસિ નિબંધ સું એકલા, છદ મસ્ત કેવળમે હોયજી. કહે-૯.
આપ રમે નિજ આપમે, તાપ ત્રિવિધિનાં ટાળજી;
જાપ ન જપે કોઈ જાપમે, મોહ બંધનકું નિકાળજી. કહે-૧૦.
તારણ ભવોદય પારથિ, બોધિ કરે ઉપગારજી;
સમ વિસમ દોય પંથથિ, દેસ વરત અણગારજી. કહે-૧૧.
એહ દોય મારગ સ્થાપનાં, આદે કેઇ અનુભાવજી;
દુર બુધે તેં તો નવિ પરખીયા, એહ તરણનો દાવજી. કહે-૧૨.
સાવદ્ય નૈ નિરવદ્ય બોલતા, કહીગે મૌન સભાવજી;
ખટ દ્રવ્ય ખટ કાય રાખવા, બોધ બીજનો દાવજી. કહે-૧૩.
શ્રમણ સારક જગ્ત કાજનો, ત્રિસલા નંદન વિરજી;
પ્રતનિક પણે અભ્યા ખાંનથી, લેસ્યો કેમ ભવતીરજી. કહે-૧૪.
વિર સ્તવનાંને કારણે, આદરમુની ઉપ દેસ્યોજી;
ઢાળ નવમી ગુરૂ ગુણ તણી, ઉમેદવારે સુણી લેસ્યોજી. કહે-૧૫.

---

( દોહા. )

મૌન રહિ ગૌસાળો તવ, બોલે મન વીચાર;
મુજ ધરમની વારતા, સાંભળ આદરકુમાર. ૧.
સિતો દક બીજ કાયની, સાવદ્ય પિંડ સમેત;
કારણે રમણિ રમણસું, મુનિ સંજમ ફળ લેત. ૨.
વળી એકાકિતું વિચરવું, પુર નગર ઉપ ગ્રાંમ;

વન આરામ નીવાસમાં, ફિરતાં વાધે માંમ. ૩.
કર્મ બંધન તસ નવ હુવે, લાભે જસનો ઠામ;
આપ પર ઉપગારનો, સરિર સુખ આરામ. ૪.

## ઢાળ ૧૦.

ચિત કહે ભૃંહ્મ રાયનેરે—એ રાગ છે.'

આદર મુનિ ગૌસાળક ભણીરે, સત્ય બૌધ ઉપદીસ્યો હો,
ધર્મ એ નહી અણગારનો, હોવે નહિ એ જગીસ હો;
નિન્હવ બોલ માંનોને. ટેક—૧.
દગ સચેત બીજ તેહ પિંડરે, ભુક્ત રમણી અનુસરતિ હો;
વિર જીણંદ એમ ઓચરે, એતો જાણો દેસ વર્તિ હો. નિ૦—૨.
ભોગી ગ્રસ્ત ભોગ કારણેરે, ધન અર્થે પરદેસે હો;.
સિતોસ્ન સહે નિસ એકલારે, ફરતા અનેક નિવેસ હો. નિ૦—૩.
ક્ષુંધ્યા ત્રષ્યાદિકે પિડતારે, કરતા કાય કળેસ હો;
તમારે મતે નર એહુવારે, હોસે જગત મહેસ હો. નિ૦—૪.
આદર કહે ગૌસાળા સુણોરે, મુજ વાત ઉલાસ હો;
તમારે બોધે નર બાપડારે, કરસે ચૌગત વાસ હો. નિ૦—૫.
તવ ગૌસાળો રૂસીયોરે, ઉતર દીયેન એક હો;
અંન્ય દર સનીને આસરી, બોલે બોલ અટેક હો. નિ૦—૬.
ગૌસાળક કહે આદરનેરે, ભેખ જગમાં અનેક હો;
ત્રસ થાવર ભોગી તે રહેરે, કેમ નિંદો તસ ધ્રેખે હો. નિ૦—૭.
આદર કહે ગૌસાળા ભણીરે, પરતિર્થિની વાત હો;
એમ આપ મત રાખવારે, પરનિંદે છે કુજાત હો. નિ૦—૮.
એકાંત દ્રષ્ટિ મતિ એ વદેરે, આદિ અંતમેં ભિન હો;
સ્વાર્થે દોય નાડી ત્રાસતા, એ તો મમતેં મલીન હો. નિ૦—૯.
નિંદુ નહી કૌ પ્રાણનેરે, તસ કૈતવ્ય ભાંખિ હો;

પક્ષા પક્ષ રાગ દ્વેષ નહીરે, મે તો તસગુણ દાખિ હો. નિ૦-૧૦.
મુળ ધર્મ ગુણ બાહીરારે, આપ આપ મતે બોલે હો;
નિજ અકૃત્ય ને સાતીનેરે, પર અવગુણ બોલે હો. નિ૦-૧૧.
સત્યા સત્ય ન અનુભવેરે, ઇહ ભવ સુખ રાચી હો;
સદ ગુણ ઔષધિ રૂષતારે, તોસે કહું મે સાંચિ હો. નિ૦-૧૨.
મુજ ધરમ જગ સેહરોરે, ઔધક વિર ઉદાર હો;
આદ્યંત મધ્ય ગુણ બોધમાં, લાભે નૈ કૌ વિકાર હો. નિ૦-૧૩.
નિઃશ્ચે વ્યવહાર દ્રવ્ય ભાવનોરે, જ્ઞાનાદિક બોલ ચાર હો;
પ્રમાણ ચૌ નિક્ષેપ નયથિરે, મોક્ષ મારગ ધારે હો. નિ૦-૧૪.
નિજ ગુણે પર ગુણ રાખવારે, બોલું નિંદક નિવારી હો;
પર પરવાદે પર દુખીરે, મુજ કૌ ન વિકાર હો. નિ૦-૧૫.
તવ ગૌસાળક મૌન સુંરે, કરે કવણ વિચાર હો;
ઢાળ દસમી પ્રસ્નોતરનીરે, કહી મે ઉમેદવારે હો. નિ૦-૧૬.

---

( દોહા. )

ગૌસાળો તવ બોલિયો, સાંભળ જો મહા ભાગ;
કાયર છે તુજ વિરજી, સાધ સરણે રહે લાગ. ૧.
રહિ ન સકે યહ એકલો, રખે કૌ વિઘ્ન પતિ આય;
પુછસે પ્રસ્ન વાગર્ણે ઉતર દે સ્યું કાંય. ૨.
એમ નિઃશ્ચે કરી આપસું, તમ સમા ગ્રય સાથ;
વિચરિ કરે આજિવિકા, એહ અચંભિત વાત. ૩.
આદર કહે ગૌસાળને, વિર અનંત ગ્રય હોય;
આપ તર્યા પર તારવા, મુનિ સંગે વસે સોય. ૪.
અર્ક મંડળ પ્રકાસથી, ઉડુ ગણ ન દિસે કોય;
વિર વાણી બૌધ આગમે, છદ મસ્ત જોર ન હોય. ૫.
એમ અનેક નય જોગથી, ગૌસાળકને દેઇ ડંક;

આદરમુનિ નિજ સિસ સું, ચાલે આગે નિસંક. ૬.

## ઢાળ ૧૧.

ભોળીડા હંસારે વીસય ન રાચિયે—એ રાગ.

હવે મળીયારે સાંખ્ય મતી તીહાં, આદરને સનમુખ આય,
કહે નિજ ધર્મરે આદર ને બોધવા, સાંભળો અમ મુખ વાય;
આવો મુનીવર તરણુ યે ધરમમાં. ટેક—૧.
ગોસાળો માઈરે ધર્મ આજીવીકા, દાખવે બાહીર ભેદ;
અલીક વચન યેરે સરીર ધર્મનો, સુંણતાં ઉપજેરે ખેદ. આ૦—૨.
ધર્મ હમારેરે નહી યેહ વારતા, જાંણો તમે નિરધાર,
તત્વ પરીજ્ઞારે એહ સાંખ્ય મતની, વરણવું સવીસ્તાર. આ૦—૩.
ખળનો પિંડરે વસ્ત્ર આ છાંદિને, અનારય ધરી મન એદ;
નર સંકલ્પેરે સસ્ત્ર પ્રહાર સું, જો કરે તેહનોરે છેદ. આ૦—૪.
લાગે કર્મરે તેહને નર તણો, એ ક્રમ દુરગત દેત;
ખળ પિંડ ધારીરે નરને જો હણે, તે ક્રમ ખળનોરે લેત. આ૦—૫.
તુંબો ને બાળરે બાળને તુંબાનો, તે પીણ ફળ એમ હોય;
ચળી કોઈ પ્રાણી રેહેણીને ચાવતા, ખળ પિંડ ધારે મન જોય. આ૦—૬.
માસ ખમણનોરે પારણો કિજીએ, તે બળ પિંડ સમ જાણ;
એહ પ્રતિજ્ઞારે ઉતમ અમ તણી, એહ તરણ ગુણ ઠાણ. આ૦—૭.
આદરમુનિવર અચંભિને બોલીયા, એહ સું સંજમ ફળ જાય;
હિંસક મારગ જાણું તાહેરો, કેમ જાણું એ શુખ દાય;
આદરમુનીવર વરજે બોધને—એ ટેક ૮.
અહિંસ્યા મારગ સુમત ગુપતનો, સાધું હું ભાવ વિસુધ;
પ્રજ્ઞા નય નિરે લહી મે ભાવ સું, હવે કેમ હોઇ અબુધ. આદર૦—૯.
ઉર્ધ ને અહોરે તિરીયે દિસ તણાં, સુક્ષમ બાદર દોય;
ત્રસ ને થાવર નામ કરમ વસેં, જનમ મરણ તસ હોય. આદર૦—૧૦.

તે સમ પ્રાણીરે જીવીતવ્ય આસથી, વળી સુખ અર્થ સવાય;
અર્થ ન સિઝેરે તેહને વિણાસંતાં, હણે તે દુરગત જાય. આદર૦—૧૧.
કરણ ત્રિ જોગેરે હણેહણાવે નહીં, હણતાને નહી અનુમોદ;
જૈન વચનમાંરે મુળ વરત આદે, સેવતાં હોવે પરમોદ. આદર૦—૧૨.
હિંસક પ્રાણી સમો નર હિંસકી, એહ દોયનો એક મત;
કર્મ વિપાકેંરે સદપ કરે નિજ ભણી, ચવિ જાય ભવ દુરગત. આદર૦—૧૩.
એમ અનેકરે વચન વૈરાગનાં, સાંખ્ય ને કિયો ઉપદેસ;
જૈન મારગમાંરે જો તમે અનુસરો, રહે નહીં કુમતનો લેસ. આદર૦—૧૪.
જૈન મત ધારીરે મુનિ સુત આહારસું, દોસ સકળ પરીહાર;
સિવ સુખ કારણ પોષણ દેહનો, મમતા નહી છે લગાર. આદર૦—૧૫.
આદર કહેરે તમે રસ લોભસું ફળ કહી જમણ મનાવ;
એમ નહી મુજરે પ્રમ નિરલેપમાં, તમ ગુણે અમ નહી ભાવ. આદ૦—૧૬.
સાંકય મતીનેરે તેહ નિરા કર્યા, ચાલે આદર ઉજમાળ;
મુનિ ઉમેદરે ચંદ કહે રંગ સું, એ એકાદસમીરે ઢાળ. આદર૦—૧૭.

---

( દોહા. )

તેહવે આગળ ચાલતાં, વિપ્ર મળ્યા વેદ જાણ;
બોલેછે આદર ભણી, સાંભળ ગુણ મણિ ખાણ. ૧.
એ બે મતને નિરા કર્યા, એ બે વેદ વિરૂધ;
તમે મળતા અમ મત ભણી, તૂણ વચન અતિ સૂધ. ૨.
વેદ બોધ જગ તારણો, એ સમ અવર ન કોય;
આવિ રહો અમ મત ભણી, વેદ અભ્યાસી હોય. ૩.
વેદ વિમત તુજને કહું, સાંભળજો એક ચિત;
વિધિ યજ્ઞાદિક વિગત સું, ધારણ કરજો મિંત. ૪.

## ઢાળ ૧૨.

વીમળ જીણંદ સોભાગી હો પ્રભુજી—એ રાગ.

વિપ્રજી આદરમુનિ ભણી બોલે નિજ અંતર ચિત ખોલે;
સ્નાતક નીજ ખટ કર્મ અભ્યાસી, નહી કોઈ જગ તસ તોલે હો,
રૂષીજી સંભળો. અમ અવદાત. તમે ઉતમ કુળ જાત હો. રૂષી૦—ટેક—૧.
ત્રિકાળે મંજન કરી નીજ અંગનો, વેદાંનું સાર ચિત લાઇ;
જાગ્ય વિધી આદે સકળ કતવ્ય, સાધતાં કર્મ પુળાટ હો. રૂષી૦—૨.
વિપ્ર તે વૃત ધર એહવા માહાતમ, હોય સહસ્ત્ર પ્રતાપી;
ભોજન ભગતથિ જેહ નર આપે, તે નર કર્મ લર કાપી હો. રૂષી૦—૩.
વાંછિત સુખ મીળે તેહ સુગુણને, વાધે નવ નિધ સાર;
પુન્ય કલ્પદ્રુમ સ્વર્ગના ફળનો, સુખ સંપત તો અપાર હો. રૂષી૦—૪.
વેદ વાયક અમ એમજ બોલે, તેહ વચન છે અમોલે;
તેહ ભણી તમ હેતનાં અરથિ, કહું છું અમરત તોલે હો. રૂષી૦—૫.
આદરમુનિ નિજ મુખે ઉચારે, જાણ્યું એ ધર્મ વિચાર;
આપ સનાતક કહી વિષેષતા, તે કેમ જાણું ઉપગાર હો;
વિપ્ર નર, સાંભળો તેહ ગુણ ધાર, એહ જગત નહી તારે હો. વિપ્ર૦—૬.
ગુણ છતાં કહું છું રે તમ મુખે, રતિ ન ધરો ચિત દુખ;
સુખક રિપુ સમ તે નર જાણૂં, ચોટ કરતાં નહી ચુકે હો. વિપ્ર૦—૭.
આપેરે સાવદ્ય કતવ્ય મેં બુજ્યા, વેદ અંતરમે ન ભિંજ્યા;
નિરાસિ ભાવનો ભેદ ન લેખે, આસનાં પાસમાં રીઝયા હો. વિપ્ર૦—૮.
પ્રાણ વધે વળિ અલિક ઉચારે, અદત ગૃહે સભ ભાવે;
નિત ત્રિયા રંગ ભોગમાં લુપ્ત, વિત પરાયુ ચિત આવે હો. વિપ્ર૦—૯.
રયણી ભોજન જમે ભલે ભાવે, વેદ ચિતમાં નહી આવે;
ભુગતને મૃત્યકાનો પિંડ એ લેખે, મધુ સમવારી મુખે ગાવે હો. વિ૦—૧૦.
જનમ ને પાણી ગૃહણને કાળે, મર્ણાંત પિંડ કર ગૃહે;
ષુદ્ર ને ક્ષત્રિ કુળે દાન દતે લા, લેતાં ન વિપ્રને ભય હો. વિ૦—૧૧.

જ્વાળાનિ ઝાળમાં વસ્ત જે નાંખે, તેમ તેમ વાધે જગ દેખે;
તેમ એ વિપ્ર જગ પાસેં સ આસી, ત્રસ્માં પુરણ નહી લેખે હો. વિ-૧૨.
ભુગ્ત દાતાની ધરણી મેન વાંછે, વિષયાર્થિ વડ દાવે;
દાન દત્યુ સખ જગ્તનો લેવે, તે કેમ વિપ્ર સોહાવે હો. વિ૦-૧૩.
ઘર ધરણીને બાળ બે ચાર, જગત જાચીને વરાવે;
ગુરૂ પદ આપનો નામ ધરાવે, એ કેમ વેગે તરાવે હો વિ૦-૧૪.
એહને ભોજ ન દતે છે જે નર, તે નર સ્વર્ગ નહી ભાળે;
વિપ્રેનો પોષણ લાભ લેઈને, કૂળે તે નરક વિછાળે હો. વિ૦-૧૫.
વેદ વાયક ધર વિપ્ર છે દુજ, તસ ગુણે તમે નહી બુઝયા;
નિંદ્યા ન કિધી મે તો વેદ વિરૂધનો, વાયક સુણી નહી રીઝયા હો. વિ૦-૧૬.
વેદાંતિ કહ્યા શ્રી વીર જીણેસર, ત્રિણ વેદરે જેહ વારે;
ત્રિલિંગ ટાળી આપ સંભાળી, પોહોચે સિવ ને દુવારે હો. વિ૦-૧૭.
જૈન જયણા સું આપ વિચારી, લહ્યો મે મર્મ તમારો;
એમ કહી નીરા કરીને ચાલ્યા, ઢાળ બારમિ ગુણ ધાર હો. વિ૦-૧૮.
ઉમેદચંદજી ઉમેદ ધરીને, કહે છે ભવી નર ચાવે;
નિરવદ્ય વેદ ધરો ભાવ બ્રામણ, સુખ લાભે ઉદે ભાવે હો. વિ૦-૧૯

( દોહા. )

આદરમુનિને ચાલતાં, ત્રિદંડી સાંકય મતી યેક;
મળ્યો આદર ભણિ કહે, બોલે ધરિ વીવેક. ૧.
આવિ રહો અમ વાસમા, અમ ધરમ મહા ભાગ;
પ્રવૃજ્યાયેત્રિ દંડની, એહ તરણનો લાભ. ૨.
તેમ હમ ધર્મ વિરૂધ નહી, દેખ્યો છે પર તક્ષ;
અકળ અરૂપી આતમા, નિઃશ્ચેંયે છે અલક્ષ. ૩
એહ જગતમાં આતમા, જાંણુ પંચ મહાભુત;
તત્વ પંચ વિંસ પિંડ સું, ગ્નાન રમણનો કુત. ૪.

## ઢાળ ૧૩ મી.

વિર સુણોને મોરી વિનતી—એ રાગ.

ત્રિ દંડી સાંખ્ય મતી રે કહે, એહ જગને હો સકળ એક શ્વરૂપ;
ભેદા ભેદ ન દુસરો, એક આતમ હો આતમ વ્યાપી અનુંપ. ત્રિ૦—૧.
ઇંદુ બિંબરે લક્ષ પાત્રમે, જળ જોગે હો જળ જોગે અનેક;
દિસે જેમ નેત્ર ચેષ્ટાધિ. પિણ ચંદ્ર હો ચંદ્ર અંબરમે એક. ત્રિ૦—૨.
તેમ સકળ જગે પરસર્યો. એક આતમ હો એક આતમ એહ;
થાવર જંગમ દોયનો, નહિ દુજો હો નહી દુજો કહે જેહ. ત્રિ૦—૩.
બ્રાંમણ ક્ષત્રિને વૈષમાં, વળી શુદ્ર હો વળી શુદ્રની જાત;
એમાં આતમ દુસરો, નહી હોવે હો નહી હોવે વિખ્યાત. ત્રિ૦—૪.
પંચ ભુત રૂપ આતમા, પરસ પરેહો દોયનો એકજ ભાવ;
એહ વિણુસતાં એહ વિણસે, બંધ મોક્ષ હો બંધ મોક્ષનો દાવ. ત્રિ૦—૫.
સુકૃત્ય દુઃકૃત્ય ફળાશ્રઇ, નહી ભુગ્તા હો એહ આતમ દેખ;
એહ ધરમ જગ તારણો, અમે ધરી હો ધારી ધરમની ટેક. ત્રિ૦—૬.
અંન્યધર્મિ જગ બાપડા, કરે હિંસ્યા હો વસ થાવર અનેક;
પ્રાણઘાતી અનંત જીવનાં, કરે વૃતિ હે: કરે વૃતી તે ભેખ. ત્રિ૦—૭.
અમો ઉતમ આતમાર્થિ, એક દંતિ હો એક દંતિ સંહાર;
ચિર કાળ તે નિરવાહીયે, ભુગ્ત કિજે હો સકળ જંત ઉગાર. ત્રિ૦—૮.
હવે આદર મુનિ બોલીયા, અવિન્યાસી હો આતમ ધર્મ સુજાણ;
પુદગળ ધર્મથિ બાહેરો, કેમ ભાખો હો બેહુનો એક પ્રમાણ. ત્રિ૦—૯.

ત્રિ દંડી સુણો મુજ વાતડી—એ ટેક.

ત્રસથાવર નાડી દોય છે, ચાર આદે હો દસ પ્રાણનાં ધાર,
એકંદ્રી આદે જાતી પંચે, એ સબ જાણો હો તસ કર્મ પ્રકાર. ત્રિ૦—૧૦
ઉદયા રથ નિજ કૃત્યનો, સુકૃત્ય દુઃકૃત્ય હો ફળનો અનુભાવ;
ભિંન્ય ભિંન્ય ભેદે ભોગવે, છુટયાવિણ હો નહિ મોક્ષનો લાવ. ત્રિ૦—૧૧
જગતમાં અનેક જો આતમા, તો તમ હમ હો ભિંન્ય કેમ સ્વભાવ;

વ્રતી કારમાં ભિંન્યતા, માસા આહારી હો લંઘ્યા કેમ એ દાવ. ત્રિ૦-૧૨.
હું જૈની તમે ત્રિ દંડી, મનસ્ભ ભેદ હો, નહી એક પ્રકાર;
હુંભોગીનિરવદ્યઆહારનો,તુમેરાચ્યાહોઆમીખરસભેખધાર.ત્રિ૦-૧૩.
સત્ય સરીર ભિંન્ય આતમા, પુન્ય પાપ હો ફળ સદાય સંસાર;
બંધ મોક્ષ સદા જાણજો, વળી જાણો હો જગ્ત જીવ અપાર. ત્રિ૦-૧૪.
શ્રમણપણો અંગધારને, પ્રાણ ઘાતી હો તેહ કર્મ અપાર;
માંસાહારી બાપડા, કર્મ ચાળે હો ફળે દિર્ઘ સંસાર. ત્રિ૦—૧૫.
હું જૈનિ જગ પરગડો, જયણા મારગ હો જૈન મુંદ્રા આધાર;
આણા એક જયણા ધર્મનિ, કેમ પામે હો હવે આદર વિકાર. ત્રિ૦-૧૬.
એમ આદર મુનિ એકલો, જય પામ્યો હો મિથ્યા મત અવહેળ;
સમોસરણ માંહે આવીયા, અમ્રત ઝરતા હો કરતાજ્ઞાનની કેળ.ત્રિ૦-૧૭.
વંદિ વિર જીણંદને, વિધિ આદર હો કરી આરાધન ભાવ;
કેવળ પદ વર્યા મહાતમા, સીવરમણીહોવિલસિલિયેસુખજ્ઞાવ. ત્રિ૦-૧૮

---

## ઢાળ ૧૪ મી કળસની.

વિર વાણી સુધા સમાણી, આદરેં જાણી આદરી;
નિજ કર્મ કાપે જીન જાપે, સ્થિતી સુધરે તમ પાધરી. ૧.
આદર મુનિ જૈન ધર્મની. જય કરી જગ દીપતી;
વાદી હરાઇ નીજ સવાઇ, જીન વાંણી મિથ્યા જીપતી. ૨.
તેમ કરો સરવે માહાતમાં, ધર્મ પ્રસારક ભાવથિ;
સમ્યગ્ત ભેટી મીથ્યાત્વ મેટી, તરો ધર્મ વરનાવથી. ૩.
ગણ નાયક શ્રી ગુણ નિધી, કાંહાંન મુનિવ્રત સાયરૂ;
તસ પટો ધર જ્ઞાંનસાગર. લક્ષમી ચંદ્ર જગ ઝાયરૂ. ૪.
તસ પાટે રાજે ગુણ ગાજે, ભિંમ મુનિસર જ્ઞાનસું;
તસ સુત મુજ ગુરૂ કનક રંજક, ધર્મધર સનમાનસું. ૫.
તસ ચરણે વાસી રંગ રાચી, વાચ સાચી ધર્મની;

ઉમેદચંદે અતિ આનંદે, કહી આદર ભવ ચમેતી. ૬.
ઢાળ ત્રયો દસ કળસ માથે, સોભતી રે જેમ કામની,
આદરમુની વત્ જેહ મુનીવર, બલહારી તસ નામની. ૭.
સંઘ રંગ ઉમંગ ગુરૂ સંગ, જ્ઞાન દર્સમે રાચતા;
ધર્મ રાગી વિનય માર્ગિ, ગુરૂ વચનની આસતા. ૮.
ધર્મ ધારી મીછત વારી, તેહ ના લીયું નિત ખામણા;
ભાવનગરે ધર્મિ સંઘને, સદાય રંગ વધામણાં ૯.
ખંડ સસીયર જાણ સંવત્સર, સાલ દ્વિવિંસ જાણજો;
અશ્વન માસે સુકલ પક્ષે, દસેરા ધર્મ રસ માણજો. ૧૦.
વાર સસીયર લાર સોભે, રેચણી ને ધીજ રાજજ્યું;
દયા માર્ગે ચાલતાં ભવી, સુધરે જેમ નિજ કાજજ્યુ. ૧૧.

આ ઉપરનાં, રચેલા ગ્રંથમાં ભાવનાં, એ છે જે, સુભાસુભ કૃત્ય કર્મનાં ઉદયથિઇ, ધનીકા વિપાકનો સંબંધ, જોગારંભમાં પણ, આવી વિડંબે છે, તો તેવા વખતનો નીરાકરણ કરવાનો સમય લાવી, તેવા અસુખ્ય વિચ્યહાર દસાલય કરી, સુધ્ય જોગતાનો વખત ઉદય થાય તેમ કીજે, તો કર્માનું બંધ વક્ર ન હોવે ને પરમત પાસનો છેદન કરવા રખમ આદર મુનિ વત આવિ મળે.

સમાસ.

---

# શ્રી ગજ સુકમાળની ઢાળું વર્ણન.

( દોહા. )

વિર જીણુંદ ચૌવિસમાં, પ્રણ મુંહિત ચીત લાય;
સુભ મતિ દીયો ભારતી, સુધરે કાજ સવાય. ૧
તપ દુવાલસ ભેદનાં, દ્રવ્ય ભાવ દોય જાંણ;
નિર્જરે કર્મ સકળ દળ પાળે તે ગુણ ખાણ. ૨.

ભિખ્ખુ પ્રતિજ્ઞા બારમિ, આદરી ગજ સુકમાળ;
અંત ક્રિયા કરી આકરી, ખટ કાયનાં રખવાળ. ૩
તેહ સમાસ કહું હવે, સાંભળજો નરનાર;
હુવા અંત ગડ કેવળી, અંત ગડમે અધિકાર. ૪
દ્વારામતી નગરી ભલી, સ્વર્ગપુરી અનુહાર;
કૃષ્ણ નરેશ્વર રામસું, રાજ તણી કરે સાર. ૫
કૃષ્ણનો તાત વસે તિહાં, વસુદેવ તસ નામ;
તસઘરણી રાણી દેવકી, સિયળે સિતા સમાન. ૬.

## ઢાળ ૧. દેસી કપુરની.

એક દિન રાણી દેવકીરે, સુતા સયણ ઘરમાંય;
કેસરી શ્વપન વિલોકીનેરે, જાગી તે મન સંતોસાય,
સુગણ નર, જોજ્યે પુન પ્રમાણ. —૧.
દેવ ગુરૂ ચિત ધારીનેરે, શ્વપનનો ફળ લિધ;
પછે જાઈ નિજ કંથનેરે, સકળ વ્રતાંત કિધ. સુ૦. જો.—૨.
શ્વપન અર્થ કંથ મુખથિરે, સાંભળી કરે ગર્ભ પાળ;
માસ સવાનવ આંતરેરે, જનમ્યો બાળ સુકમાળ. સુ૦. જો.—૩.
જનમ મોહોછવ વિધ કરીરે, પગ તળકર સુકુમાળ;
જાસુ કુસુમ દિનકર સમોરે, કાંતિ રગત ઉજમાળ. સુ૦. જો.—૪
ગજ તાળુ સમો કોમળુરે, નામે ગજ સુકમાળ.
નામે ગુણે મન લોભતોરે, લઘુ વયે તરૂણો બાળ; સુ૦. જો.—૫.
કળા સકળ ગુણ આગળોરે, જૌબન વયે ભરપુર;
ભોગ જોગ સમ જાણીનેરે, બ્યાહ કરણ મન ઉર. સુ૦. જો.—૬.
એક દ્વારાપુરમાં વસેરે, સોમલ વિપ્ર ધનવંત;
વેદ વિદ્યા ખટ સાસ્ત્રથીરે પુરાણાદિક સુંમહંતરે. સુ૦. જો.—૭,
તસસોમ શ્રી ભારજારે, તસઉર તનિયાં એક;

સોમાં નામે બાળીકારે, યૌવન વય સુવિવેક. સુ૦. જો૦.—૮.
કળા રામાતણી અંગ વસીરે, રતિનો રૂપ હરાય;
ઉરવંસી સુરી ઉપનીરે, માનવ દેહમાં આય. સુ૦. જો.—૯.
એક દીને તન મંજીનેરે, અલંકૃત કીયો અંગ;
ચેટક ચેટકિ સંગમેરે, ઘરથિ નિકસી ઉમંગ. સુ૦. જો.-૧૦.
રાજમારગ નિજ આંગણેરે, ઉભી પંથમે ઊમાય;
કનક દડી છડી કર ગ્રહીરે, ખેલ કરે ચિત ચાય. સુ.૦ જો.-૧૧.
ઢાળ પુરણ થઇ રંગનિરે, આગે સુણો નરનાર;
મુનિ ઉમેદચંદ ભાવથિરે, નેમ વંદણ અધિકાર સુ૦. જો.-૧૨

( દોહા. )

નેમજીણંદ બાવિસમા, સકળ જન હીતકાર;
દ્વારા મતિયેં સમોસર્યા, સહસા વન મોઝાર. ૧.
સુણિ વધામણી કૃશ્નજી, સજી સકળ સજાય;
અંગ મંજન વિધતે કરે, હરખ ધરી મનમાંય. ૨.
બંધવ ગજ સુકમાળને, લેઈ સામ નિજ સંગ;
દિનકર સસિ રતી લોપતા, આરૂઢે ગયખંધ. ૩.
નગર મધ્યે થઈ ચાલતા, આવ્યા રાજને પંથ;
દેખી સોમા બાળકી, કૃશ્નને ઉપનિ ખંત. ૪.
જૌબન રૂપ કળા આગળી, કેકૈ પતની જોડ;
ગજકુમરને વરાવિયે, પોચે મુજ મન કોડ. ૫.

## ઢાળ ૨.

ગોખે બેઠી છે ગોરડીરે—એ રાગ.

કૃશ્નુ સચીવ તેડી કહેરે, એ કોણ બાળીકા હોય મોરા લાલ;

રૂપે અમરી રમણી રંગમેરે, નિરખે હરખે ચિત મોય, મોરાલાલ.
કૃષ્ણ નરેસર જંપીયોરે—એ ટેક. —૧.
મુહુતો કરજોડી એમ વિનવેરે, સોમલ બ્રાંમણ છે ગુણ ખાણ. મો૦
તસતનિયાં એતો દીપતીરે, સોમા બાળી ચતુર સુજાણ. મો૦ કૃ.—૨.
કૃષ્ણ નરેસર બોલીયારે, સોમલને કરજો જાણ. મો૦.
લઘુ બંધવ શ્રી કૃષ્ણનાંરે, બ્યાહણ કરો તસ પરમાણ. મો૦ કૃ.—૩.
એમ કહીને એ બાળીકાંરે, મુકો અંતપુરને માંય. મો૦.
ગજકુમરની યે કામનીરે, કેહેજો મુજ ચિત નીચાય. મો૦ કૃ.—૪
બોલ સુણી નંદના નંદનાંરે, મુહુતો સારણ સફળ કામ. મો૦.
સોમલને કહી બાળનેરે, અંતપુરમાં વાસી તામ. મો૦ કૃ.—૫.
ક્રષ્ણ નરેસર ચાલીયારે, આવ્યા સહસા વનની સોમ. મો૦.
અતિસય દેખીને શ્રી નેમનારે, અભિગમ વિધીપુર્વક જીમ. મો૦ કૃ.—૬.
ચરણ ભેટે સીવા નંદનારે, વીનય માર્ગની યે રીત. મો૦.
જોગ સ્થાનકે તે આસરીરે, બંધવ દોય ધરી પ્રીત. મો૦ કૃ.—૭.
મિજલસ મોટકી દેખનેરે, બોધ કરે જીન આપ. મો૦.
ખપક ઉપસમ શ્રેણુથિરે, મેટે ત્રિવિધી તન તાપ. મો૦ કૃ.—૮.
બોધ પુરણનાં અંતમેરે, ક્રષ્ણ નમી જીન નેમ. મો૦.
દ્વારા પુરમે આવીયારે, બોધારથથિ નીજ પ્રેમ. મો૦ કૃ.—૯.
ગજકુમર બોધ અંતમેરે, ઉઠીને ઉભો કર જોડ. મો૦.
બોધ અપુર્વ મે સાંભળીરે, પુણ હુવો મુજ કોડ. મો૦ કૃ.—૧૦.
ખલક એ લક્ષ ચોરાસિથીરે, રૂલીયો ચોગતને બાર. મો૦.
કાજ સર્યો ન કો માહેરોરે, વિલયે શ્રમ એ સંસાર. મો૦ કૃ.—૧૧.
જનુનિ તાતની આણસુંરે, રેહેસ્યું સરણાગતમેં આય. મો૦.
નેમ કહે સુખ આપનેરે, તવ તે કુમર જાય. મો૦. કૃ.—૧૨.
ગજ કુંમર નિજ મંદિરેરે, વસુદેવ દેવકી માતા ત્યાંય. મો૦.
આવિ કહે નિજ મન તણીરે, રતી વીસમય ન કાંઇ. મો૦. કૃ.—૧૩.
ઢાળ ભલી પેતો દુસરીરે, ભોગ વૈરાગી દો વાત. મો૦.

મુનિ ઉમેદચંદ કહે સાંભળોરે, આગળ વાત વિખ્યાત. મૌ૦. કૃ.–૧૪.

( દોહા. )

આજ ગયાતા મા અમે, નેમ વંદણને કાજ;
મિજલસ ભરી મે સાંભળયો, બોધામૃત્ય સીરતાજ. ૧.
માત કહે વચ્છ તાહેરો, પુરણ ફળીયો ભાગ;
જીન વચન રસ રંગમેં, ઉપનો તુજને રાગ. ૨.
મુજ કૂળાંબર દીનકર, તૂં છો ઉત્તમ જાત;
ધર્મિ ભગતવચ્છ માહેરો. એમ તે રંજે માત. ૩.
ગજકુંમર તવ બોલીયો, સાંભળજો મુજ વાત;
રેહેસું નેમને આસરે, આસી સચો મુજ માત. ૪.
દેવકિ માત વિસમીત હુઆ, ધરણિ ઢળિ સુણી બોલ;
વિદ્દુત પાત સમ જાણિએ, હુઈ અચેતનાં તોલ. ૫.

## ઢાળ ૩.

આજ હજારી ઢોલો પાહુણો—એ રાગ.

ચેતના લેઈ મુહુરત આંતરે, દેવકિ માતા બોલે વાંણ, જાયા મોરારે;
તુ મુજ આતમ રાખડી, ગુણવંત મુજ મન જાણ. જાયા મોરારે.
મેલો ને મન વ્રત ધાતડી—એ ટેક. ૧.

તૂં સું જાણેરે વાત જોગની, હજી લધુ વર તુજ વેસ. જા૦
કોટ જતને ને ગોપવી, મે તો રાખેલા ધરીને સનેસ. જા૦ મે૦ ૨.
વચ્છ દુધે ભરેલ મુખ તાહેરો, નવિ જાણે ગૃહતણી વાત. જા૦
જાણી ન સકો વ્રત રીતડી, નવિ જાણે ને દિવસ ને રાત. જા૦ મે૦ ૩.
જોબન વયેં વ્રત નવિ પળે, નવિ પળે પંચ આચાર. જા૦
સુમત ગુપત કેમ રાખસ્યો, કેમ ગોપસ્યો અતિ ચાર. જા૦ મે૦ ૪.

ખંતી ધરમ વછ દોહીલો, નિરલોભતા નિર લેપ. જા૦
જતિ ધરમ દસ મુનિ તણા, તુંજ સું ન પળે એ વિવેક. જા૦ મે૦ ૫,
પિંડ ગૃહણુ વછ આકરા, સરસ નિરસ સિત લાર. જા૦
બયાળિ આદે છનુ દોષથી, ઉસરીને લેવા છે આહાર. જા૦ મે૦ ૬.
દુખ છે પરીસા બાવિસનાં, લોચવા સીર નાયે કેસ. જા૦
પરસેદાદિક રેણું અંગ ચઢિ, રેહેવું છે વિરૂવેરે વેસ. જા૦ મે૦ ૭.
સિત ઉસન કાળેં ગૌચરી, ફીરતા ગૃહીને ધરબાર. જા૦
લજ્યા હોસેરે જદુ કુળ પતી, તીહાં કરસ્યો મનમે વિચાર. જા૦ મે૦ ૮.
તિણ કારણેરે વછ વાતડી, સુણો નિજ માતનાં બોલ જા૦
સોમલની આણી બાળીકાં, પ્રતિક્ષ છે અમરીનેરૂ તોલ. જા૦ મે૦ ૯.
પાણી ગ્રહણુ કરો એહ સું, વળી રહો નિજ ગૃહવાસ. જા૦
અનુમત દેસે નૈ માવડી, ઘરે કરો લિલ વિલાસ. જા૦ મે૦ ૧૦.
એહ મંદિર એહ માળીયા, વછ એહ જાદવ પરિવાર. જા૦
ક્રષ્ણુ બંધવ સિર સેહરો, નિરલજ થૈ કયું વિસાર. જા૦ મે૦ ૧૧.
પુરવ કૃત્ય અનુભાવથિ, પામ્યા સકળ સુખ સૌભ. જા૦
મરકટ વત અતી આસ જયું, તુમે કેમ કરો અતી લોભ. જા૦ મે૦ ૧૨.
એ થઇ માતાની વિનતી, હવે બોલે ગજ સુકમાળ સુગુણ નરરે.
મુનિ ઉમેદચંદ એમ કહે, એહ થઇ તીસરી ઢાળ. સુગુ૦ મે૦ ૧૩.

( દોહા. )

ગજકુમર કહે માતને, તું સું જાણે મુજ માત;
જાચું નહી સુખ જગતનાં, રાચું મુગત સંધાત. ૧.
ઉદારીક બંધન તણો, એ તન વિણસ તો જાંણુ;
મૃતિકા કુંભનિ ઓપમાં, નસ બંધણુ કૃમિ ઠાણુ. ૨.
અંશુચ કાળ લઘુ એહનો, કૌટ જતને વિરલાય;
અસ્તમિજિ નસ જાળ શ્રુત, નરનારિ તનૂ માય. ૩.
વળિ ભોગ સુખ નારના, કિંપાક સુખને તોલ;

ચૌગત દાયક દુખ તણો, તે કેમ જાંણું અમોલ. ૪.
નાર નિપટ નેહ દાખવે, ખેલેખેલ અનેક;
મુનિ નિંદે સબ તેહને, જો જો નેમ વિવેક. ૫.
નેમ ગયા તોરણ તજી, રાજુલ ગઇ તસલાર;
મુજ વૈરાગે ન બુઝતિ, પૃતક્ષ સોમાં નાર. ૬.

---

## ઢાળ ૪.

કાઉસગ ધ્યાંને મુનિ રહે નેમિ નામે—એ રાગ.

ગજકુંમર બોલે જનુનિ નેં આગેં,
વિલંબ ન કીજેં અનુમત કાજરે;
સોહા ગણ જનુનિ અનુમત દેજ્યો,
વિનતિ હમારી ચિત લેજ્યોરે. સો૦—ટેક—૧.
પુદગળ સુખમેં રાચી જનમ ગમાયો,
જનમ જરાને મરણ લારરે; સો૦
થાવર નિગોદ કાય માંહે રમાણો,
અંતર મુહુરત નિરધારરે; સો૦—૨.
ક્ષુલ્લક ભવ સહશ્ર પણ સઠ ઉપર,
પંચ સતખટ ત્રિંસ જાંણરે; સો૦
ભવ મુહુરતનાં એતા કહ્યા જીણેસર,
અનંત ખુતો હું તેમાં અત્રાણરે. સો૦—૩.
એમ અકાંમ નિજરા કરતી અપારી,
ત્રસ પુર ઠાયો મે મેલાણરે; સો૦
બિતિ ચૌરંદ્રિ પાંચે ઈંદ્રી પરમાંણી,
અસંગ્નિ પદમાં હું અનાણરે. સો૦—૪.
નર સુર તિરિય પદમેં ચૌ ગતી ફેરા,
ત્યાં પણ ખડા મે કીયા ડેરાંરે; સો૦

આસને પાસે બાંધ્યો જીયરો હમારો,
સકળ જગમાં ફર્યા હેરારે. સો૦—૫.
આરંભ પરીગ્રઃ માહા કુણાં મંસહારી,
પચંદ્રી ઘાતી નરકે સિધાર્યોરે; સો૦
વૈરાણું બંધે પરમાં ધાંમિ નિજ હાથે,
કુંભી ધરથિ ગ્રહી નિકાર્યોરે. સો૦—૬.
પુરવ કૃત્યબ્ય મુજને પ્રતક્ષ ભાંખી,
કરવતી વેર દૈ વિદાર્યોરે; સો૦
કુટારી કરમાં સાહી તનના વિભાગ,
કરીને જવાળા માંહે ડાર્યોરે. સો૦—૭.
સીતોસ્ન વિપતિ અતિ રતિ નૈ સમો,
વિલ વિલ તો અનાથ થૈ ત્યાંયરે; સો૦
નાથ વિહુણો કોઈ હાથ ન ગ્રહી લે,
દસ વેદનાં ખેતર ન્યાયરે. સો૦—૮.
અનંત કાળનો હું પ્રોણલો થૈને,
આવ્યોહું દેવકી કુળ કુંમારરે; સો૦
તમ ધર વાસે હુંતો રહ્યો ઘણેરો,
પુરવિ મુજ મન મનવારરે. સો૦—૯.
માલ દલાલ નેમજી સંઘાતે લૈને,
કરીયાણાં નાણ દરસાદી ચારરે; સો૦
સંવરનાં સગડ ભરીને નીર જરા સાથે,
સિવપુર જાવણનો વિચારરે. સો૦—૧૦.
મનની માંનેલી ગૌરી સીવ માળા મોરી,
દેખતિ હોસે મુજ વારરે; સો૦
અનંત કાળ મુજને નૈણ ન દીઠો,
કરતિ હોસે તે મન ઉચાટરે. સો૦—૧૧.
આજ્ઞા દ્યો તો અમે ચાલું માતાજી,

મેઘ બીજમાંન એક રીતરે; સો૦
આજ નહી તો વળી દોય દીન વારે,
ત્રોડીને ચાલવુ છે પ્રીતરે. સો૦-૧૨.
માતાજી બોલ સુણી તનુજ કેરા,
સરલેશ્વરેરે મેલે ધાયરે;

બાળુડા નંદન વયણુ નીવારો—ટેક.

ગદગદ કંઠે ગંભીર મેલી નીસાસો,
ગજકુમરને બોલે માયરે. બા૦-૧૩.
તુજરે બંધવ જેષ્ટ અનિક સૈનાદિ,
સાતે તણારે પરઘર વાસરે; બા૦
સોળસા જસોદા દોય નારી ઉછરંગે,
તસ મનડાની પુરેલ આસરે. બા૦-૧૪.
તું મુજ પ્રાંણુ નયણે લાલ રંગીલો,
ખીણુ નવી કરૂં નયણાથી દુરરે; બા૦
વાત સુંણીને હરી હળધર દો ભાઈ,
આવિ ઉભેલા ગજ હજુરરે. બા૦-૧૫.
હરી હળધર બોલે નયણાં જળધારી,
વિજોગ વાંછુ ન નિરધારરે; .

બાળુડા વિરજી વયણુ નીવારો—ટેક.

આપું એ રાજ તુજને સેવક હું તારો,
માનસે આંણા સબ તું મારીરે. બા૦-૧૬.
ગજકુંમર મૌન રહીયા તિવારે,
કૃસ્ન હુવારે ઉજમાળરે; બા૦
મુની ઉમેદચંદજી એમજ ભાંખે,
અનુમત ભાવે ચોથી ઢાળરે. બા૦-૧૭.

( દોહા. )

તવ તે કૃસ્ન નરેશ્વરૂ, તેડે સેવક હજુર;
સિંહાસન અભિષેકનો, સજ કરોને ચતુર. ૧.
મંજન વિધિ સબ મેળવી, સકળ સન્નાઇ મંડાણ;
ગજકુમર રાજે શરૂ, હુવો સકળ ગુણ જાણ. ૨.
કૃસ્નાદીક દસ દસારસું, વળી જાદવ પરીવાર;
સોળ સહસ નૃપ આવિને, ગજકુમર સેવા સાર. ૩.
કૃસ્ન કહે ગજકુમરને, હવે જે હોવે મનવાર;
કહો તે કારજ સારીયે, તવ બોલે છે કુમાર. ૪.
આજ્ઞા દ્યોને બંધવા, રય હરણ પાત્ર સમેત;
સોપો નેમ સરણુમાં, જેમ હોવે મુજ હેત. ૫.

---

## ઢાળ ૫.

કાર્તિક મહીને કાંહાનજી—એ રાગ.

વસુદેવ દેવકી કૃસ્નજીરે, કહે કુમરને એમ, કહે કુ૦;
સુખ હોવેરે વાલંમ્ તુજને, કીજે રંગભર તેમ, કીજે૦. વ૦—૧.
શ્રી ભંડાર ખોલાયનેરે, ત્રીણસેં સહશ્ર દિનાર, ત્રીણ૦;
દોય લાખનારે પડઘા રયહર, એક લાખ નાપિકને ધાર, એ૦. વ૦—૨.
સામગ્રિ મુનિ તણી મેળવીરે, મોહોછવ કરેછે મોરાર, મોહો૦;
આહાબળવત્ સરવે જાણજો, વિવીહાપનંતિ અધિકાર વિ૦. વ૦—૩.
સીવીકાં સહશ્ર નર વાહનીરે, સુર વૈમાન સમ તેહ, સુર૦;
ગજકુમરને નીવાસીને, ચાલે પુર બીચે નેહ, ચા૦. વ૦—૪.
જય જયાનંદ હોજો તાહેરીરે, ભદ્ર કલ્યાણની હાંમ, ભદ્ર૦;
અણઝીત્યાનેરે તમે જિંતજો, સારજો આતમ કાંમ, સા૦. વ૦—૫.
સીવ રમણીનાં સાહીબારે, મળજો તેહનો જોગ, મળ૦;
દેજ્યે કરમ અરિ સર્વને, તપ અગનીનેરે ભોગ, તપ૦. વ૦—૬.

અજરામર પદ પાંમજોરે, અમચી એહ આસીસ, અમ૦;
કેવળ કમળા વિલાસની, હોજ્યો તમે જગ ઈસ, હોજ્યો૦. વ૦—૭.
જણ જણ મુખથિ યે બોલડારે, શ્રવણ કરતા કુમાર, શ્રવ૦;
સહુ શ્રાંબ વન સમે આવીયા, પુરણ નીજમનો હાર. પુર૦. વ૦—૮.
ઉતરી સીવીકાંથી આવીયારે, નેમેસરને હજુર, નેમે૦;
ઉચીત આસને ચિડે સંગસું, અતીનેડા નહી દુર, અતી૦. વ૦—૯.
વસુદેવ દેવકી ઓચરેરે, સુણજો નેમ જીણંદ, સુણ૦;
રયણ કરંડક સારીખો, સીષ ભિક્ષાયે ગુણંદ, સી૦. વ૦–૧૦.
લેજ્યો આપ છિત પાત્ર મેરે. કરજો એહના જતંન, કર૦;
ગ્નાન ભંડારમે રાખજો, સીષરૂપ રતન, સીષ૦. વ૦–૧૧.
ગજકુંમર નેમ વાંદીનેરે, ઇસાંન ખુણમેરે જાય, ઇસાં૦;
આભૃણાદિક અલંકારને, પૃઠવે આણંદ લાય, પૃઠ૦ વ૦–૧૨.
તવ દેવકીમાતા તે સમેરે, શ્વેત સાટિકા લાર, શ્વેત૦;
વસ્ત્રાભુષણ લિયે આપસું. નૈણાં ભરે જળધાર, નૈણા૦. વ૦–૧૩.
કહે માતાજી વછ સાંભળોરે, વિર જનુનિનું નામ, વિર૦
દેજો કરમ દળ ચુરને, સારણ આતમ કાંમ, સાર૦. વ૦–૧૪.
એમ કહી ગયા નીજ પુરમાંરે, સજી સાજ સમેત, સજી૦;
ઢાળ પાંચમી ઉમેદચંદ કહે, ગજમુનિ ઇંદ્રી દમેત, ગજ૦. વ૦–૧૫.

---

( દોહા. )

ગજમૂની હુવા તે સમે, સિર કેસ લૂચકીધ;
નેમ સમિપેં આવિને, મહાવ્રત ચઉ લિધં. ૧.
સુમત ગુપત ગુણ આગળા, ગુમ બ્રહ્મ વ્રત ધાર;
સિગૃઃ આતમ ગુણ રાખવા, મન સું કરી વીચાર. ૨.
દિક્ષા ગૃહિ દિન તેહમે, પશ્ચિમ પ્રેહર મોઝાર;
નેમને આવિ નમિ કહે, અંતર ગત વીચાર. ૩.

## ઢાળ ૬.

પ્રાણીડારે તારે છેરે હોય નાર—એ રાગ છે.

જગ ગુરૂજી હો, મુજ મજરો અવધાર, આપ ચરણે મુજ વિનતીરે;
જગ ગુરૂજી હો, વિષય સુખનો નિવાર, બોધ વચન લય લિનથીરે. ૧.
જગ ગુરૂજી હો, એક હુઇરે મનવાર, સિધ કારજ કરૂં વેગથિરે;
જગ ગુરૂજી હો, કોઇ મારગ સુખકાર, દેજ્યો બતાઇ મન રંગથિરે. ૨.
જગ ગુરૂજી હો, ગજમુનિરે ભણી યેમ, કહે વલભ સુણો વાતડીરે;
મુનીવરજી હો. ભિક્ષુ પડીમાં સમસાન, જઇ વશો જો એક રાતડીરે. ૩.
મુનીવરજી હો, અંત ક્રીયા એ સવાય, ઘાતી કરમને નીવારણીરે;
મુનીવરજી હો, શ્રવણે ધરીને જીન વાણુ. વાણી આનંદ રસ સારણીરે. ૪.
મુનીવરજી હો, નેમને સિસ નમાય, સાચરીયા ચીત ચાવસુંરે;
મુનીવરજી હો, મહાકાળરે સુસાણ, તિહાં આવેરે ખપક ભાવસુંરે. ૫.
મુનીવરજી હો. વસે વનચર ત્યાં અનેક, નૌરધરાને જીવ ઘાતકીરે;
મુનીવરજી હો. વન સુસાણ વિકરાળ. વસે તસકર મહા પાતકીરે. ૬.
મુનીવરજી હો, જળે મૃતક ચિતા લાર, દેખતાં ચિત હોવે ગહવરોરે;
મુનીવરજી હો, ફાસુક ભોમી ત્યાં નીહાળ, પ્રતી લેખણ કરી આસર્યોરે. ૭.
મુનીવરજી હો, લઘુ વૃધનો થંડીલ, પ્રતી લેખણ કરી આવીયોરે;
મુનીવરજી હો, વિહાર ભુમી પદ ઠાંણ, નીજ આતમ ગુણ ભાવીયોરે. ૮.
મુનીવરજી હો, ચરણ જુગળ સમ રાખ, નમાવી આતમ તનુ લારથિરે;
મુનીવરજી હો, એક પ્રદેસ દ્રિગ ધાર, સંચાળે નહી કૈ વિકારથીરે ૯.
મુનીવરજી હો, દીર્ઘ પ્રતીજ્ઞાએ ધાર, કાઉસ્ત્ અગ મુંદ્રા આપસુંરે;
મુનીવરજી હો, ખંતી દંતીનો આગાર, જપે છે આપ રંગ જાપસુંરે. ૧૦.
મુનીવરજી હો, નેમનો નંદન ધિર, ચીડેલો સીવ પંથ આસરીરે;
મુનીવરજી હો, ઉમેદચંદ પટી ઢાળ, કહી છે ધ્યાંન વીલાસરીરે. ૧૧.

( દોહા. )

તવ તે સોમિલ વિપ્ર ત્યાં, ધ્યારા મતિ પરીશ્રંમ;

યત્ન વિધી ગ્રહવા ભણી, ગોપવવા નીજ પ્રેમ. ૧.
લેવા આવ્યો ઉપવને, દારૂણ યોગ ત્યાંય;
ડાભ સકંદ કુસ આદીક, ગૃહી સકળ ઉમાય. ૨.
પુષ્પ પત્ર ફળ છાબમે, ભરિ ફરીવળે તેહ;
સુસાણ માહાકાળ ઢુંકડો, સોમલ આવ્યો ગેહ. ૩.
સંધ્યા સમે જન વરજીત, દીઠો ગજ અણગાર;
પુરવ વેર ઉદે હુવો, સાંભળજો અધીકાર. ૪.

## ઢાળ ૭.

આભૂષણ અલંકાર ઉતારી—એ રાગ.

સોમલ આવ્યો ગજમુનિ પાંસે, બોલ વદે છે રીસાળ,
ધ્રિક તું કરણી પિસુન પાપિ, જોગ લિધો કપું ઉજમાળરે;
જાદવ મુજ તનીયા નીરાધાર.—ટેક. ૧.
બેટી છે ગુણની પેટી સોમાજી, રંચ ન લહ્યો કોઇ વંક;
નમેરિ થઇ કેમ ચાલ્યો તજીને, કિધેલી બાળાને રંકરે. જા૦—૨.
આ ભવના તો એવા કર્મ ન મારા, પુર્વ વૈર તેં લિધો;
કંન્યાકાળનો જનમ હરાપો, હવે કરસ્યું તુને સીધોરે. જા૦—૩.
જેહવો તેં કિધો વૈરનો દાવો, તેહવોજ લેસ્યું એ વાર;
જનમો જનમ ન વિસરે મુજને, એમ નયણમાં વિકારરે. જા૦—૪.
તવ સોમીલ દિસાનો પ્રતિ લેખણ, કરીને સરોવર કાંઠે;
આવિ મૃતિકા પિંડ ગૃહિને હાથે, રોસ ધરે છે ઉલાંઠરે. જા૦—૫.
ધસ મસી રોસ સું અરૂણ નયણે, આયો ગજમુનિ પાંસે;
પાળ બાંધી ખંતી ધરને સિરે, ઠવિ અંગારા નિરાસરે. જા૦—૬.
કેસુ કુસમ સમ અંગારા સિરપર, ભર્યા સોમીલ કુજાત;
ખોપર ફાટે ને નસ બંધ ત્રુટે, કિયો યે સોમા ને તાતેરે. જા૦—૭.
સોમલ ત્રાસ ત્યાં પાંમી ઘણેરા, ચાલ્યો વેગે નિજ પુરમાં;

નરક નિગોદ ચીહુ ગતમે રૂળીયો, કર્મ ભરમ ગુલતાંન.

જીન૦ જીવ૦ જીન૦—૨.

સુર તિરગત લટ નર ભવે આયો, આરજ કુલ ધર્મ ઠાંન.

જીન૦ જીવ૦ જીન૦—૩.

સુત્ર બચન સત્ય સરધા ધરિ ચિત, અબ લહું સદા તુજ ગાંન.

જીન૦ જીવ૦ જીન૦—૪.

ઉમેદચંદ્ર લરી ચરન નમન કરી, અકમો તુમે સુલતાંન.

જીન૦ જીવ૦ જીન૦—૫.

---

## સાધુજીના ગુણ સ્તવન વીષે.

જંગલો.

બંસરીમે લલચાયરે, બંસરીમે લલચાયરે, મેતો નંદલાલા, બં૦

એ રાગ.

મુનિંદા જીવન પ્રાનરે, મુનિંદા જીવન પ્રાનરે, જીન લધુલાલા.

મુનિ૦—ટેક.

શ્વાંત સુધારસ પાંન કરન ચિત, જ્ઞાન સરન ધર ધ્યાંનરે.

જ્ઞાન૦ જીન૦ મુ૦—૧.

ચરન કરન ધર રછન જંત કર, મમત તન ધન છાંનરે.

મમ૦ જીન૦ મુ૦—૨.

સાજ કાજ નિજ અંતર ગત રીઝ, અંગ ઉમંગ સંગ તાંનરે.

અં૦ જીન૦ મુ—૩.

ગલન મલન પુદગલ ન લલ.નીજ, જાંન ન જગ જવલ હાંનરે.

જાં૦ જીન૦ મુ૦—૪.

આન પ્રાન ધર ધ્યાંન તરન સર, ઉમેદચંદ્ર દિલજાનરે.

ઉ૦ જીન૦ મુ૦—૫.

ભાવાર્થ—એહ માહાતમાં જગત જાલ પ્રતીબંધ નીકંદન કરી આપ તરવાને પ્રવરતે છે, તેને અનુંસારે વરતનારાયો સુલભ

બોધીને તરવા કિસો આશ્ચરય છે, તેપણ તરેજ,

## રાજેમતિની વિનંતિ વિષે ઠુમરી.

ભમરારે હમ પરદેશી લોક—એ રાગ.

સામરીયારે પિયા ગીરવર મત જાવ, હાંરે પીયા ગીરવર મત જાવ.
પીયા૦ સામ૦—ટેક.

તુમબિના તો મોરી સાંન હરાંનીરે, ગોરી અરજ ચિત લાવ.
પીયા૦ સામ૦ પી૦—૧.

પ્રીત પ્રીતમ તોરી ક્ષાર પુરાંનીરે, મોંસે મિલન તુમ આવ.
પીયા૦ સામ૦ પી૦—૨.

બીજમત લાવકો હાવ મીલ્યોનાંરે, ચુક પરી સો દરસાવ.
પીયા૦ સામ૦ પી૦—૩.

આવો નહી તો નીજ લાર લ્યો નારીરે, મો મન મિલતો કરાવ.
પીયા૦ સામ૦ પી૦—૪.

શ્રીરાગની બન કર્મ નિવારીરે, ઉમેદવારી સીવ ચાવ.
પીયા૦ સામ૦ પી૦—૫.

## ઉપદેસીજનને બોધ.

રાગ જંગલો.

જસોદા જીવનનેરે કેજ્યો તારા કાનુંડાને, જસોદા જીવનનેરે,
વારો તારા૦—એ દેસી.

મત્યાકિ લગનમારે, ભુલ્યો ભોળા બાળુડા તું, મા૦ ટેક.
માયા માયા કરકે જોરી, આસ તો ન મેટિ તોરીરે;
એ વિદેસાંમે દોરી જોને, ભુલ્યો૦ માયા૦ ભુલ્યો. ૧.
દાંમ તેં કમાઇ ભારી, ઘાટ તો ઘડાઈ નારીરે;
આ ફુલ્યો તું લબારી જોને, ભુલ્યો૦ માયા૦ ભુલ્યો૦ ૨.

તનકી સમારી સારી, રહેતું પરાઇ નારીરે;
આ લજા નૈ અનાડી જોને, ભુલ્યો૦ માયા૦ ભુલ્યો૦ ૩.
જગતમાં તું આઇ ભાઇ, કિની નૈ ભલાઇ કાંઈરે;
આ લજાઈ તેં માઇ જોને, ભુલ્યો૦ માયા૦ ભુલ્યો૦ ૪.
સરણે ગુરાં કે આરે, બોધ તો દૈ લારેં તારેરે;
આ દુમત સેં નિકારે જોને. ભુલ્યો૦ માયા૦ ભુલ્યો૦ ૫.
કરી લે ઉમેદવારી. સુની લે તું વાચ હંમારીરે;
આ સાંયાંને નૈ બીસાર જોને, ભુલ્યો૦ માયા૦ ભુલ્યો૦ ૬.

ભાવાર્થ, અહો બાળ બાળ એટલે, વિજ્ઞાનથિ સુંન્ય, તેજ બાળ કે એં તેમાટે, અરે બાળ, આ દિર્ધ દુસ્તર જુલમી સંસારમાં, આવી તું, માયા મોહ મમત વસ પડી, આપણાં આતમારૂપ રત્નને, અજ્ઞાંનરૂપ કીચમાં રોળીને, અમુલ્યતાપણાંનો નાસ કરી, કંકર વત લહુ મુલનો નામ ધરાયો ઈતી આઃશ્ચર્ય, હું બાળ આર્થ ગુરૂ ચરણમાં નીવાસકર, તે રયણ પરીક્ષક રૂપ છે, તે તુંને અનેક યુગ્તી બોધ ન્યાય સિધાંતાથેં કરી તાહેરો કર્મમળ, ફેડી નીરચપણો કરી, અમુલ્યતાપણો, દરસાવસે એ સત્ય છે.

---

## શ્રી વીરજીણેસરનો બોધ વરસાદ રૂપ તે વીષય.

### રાગ મેવાડો.

ભિંજ્યોરે સરીર, ભિંજ્યોરે સરીરે, જગજીવન જલધારરે. ભિં૦—ટેક.
વરસાળો વિર વરસતોરે, ઉપસમ રસ ઝર લાગ;
ગર જારવ ધન સારીખો, એ તો ધ્યાંન ગંભીર અથાગરે. ભિ૦જ૦ ભિં—૧.
બાદલી દ્વાદસ અંગકીરે, સોહે જીનાંબર લાર;
નય નીક્ષેપકી દાંમની, સિંચે શ્રોતા ધરા જલધારરે. ભિં૦ જ૦ ભિં—૨.
સમકીત અંકુર ઉગીયોરે, સાસન બાગ સમાર;
દ્વિ સાખા નાણ દરસની, ઉપ સાખા પંચ વ્રત લારરે. ભિં૦ જ૦ ભિં—૩.

લઘુ સાખા ઉતર પચ ખાંણુનીરે, પત્ર પ્રવચનાં કાર;
કુસમ સંજમ આસકી, મુનિ મધુકર કરે ગુંજારરે. બિં૦ જી૦ બિં-૪.
અંબ ખડો જીન બાગમેરે, સીવ સ્વર્ગ ફળ સહકાર;
મુખ રસ સિંચ સુરનાં, લેઈ ભવી કરે ભવપારરે. બિં૦ જી૦ બિં-૫.
તર્યા તરે તરસે ઘણારે, એમ બિંજી નરનાર;
વિર જીણુંદનિ દેસનાંપર, વારી તે વાર હજારરે. બિં૦ જી૦ બિં-૬.
મુનિંદને સિર સેહરોરે, ત્રિસલા નંદન વિર;
ઉમેદવારે ઉમંગથિ, મુને ઉતાર જ્યો ભવતીરરે. બિં૦ જી૦ બિં૦-૭.

ભાવાર્થ. અહો વિસુખાર્થિ, એકંદ્રી યાદે પ્રાંણીને વિડંબી ઉચાડે બીજાઈ આનંદ માંનો છો, તો, એ કેટલી અજ્ઞાનતા છે, એમ નહી કરતાં જીનેશ્વર મુખ વાંણીરૂપ વરસાદ, રતમાં બિંજાઇ વિભુક્ષીત ભાવે સીવ આરામે આસરતાં, કરમરૂપ મળદુત રેહેસેજ નહી અને જનમ જરા મર્ણરૂપ પરીશ્રમ રહીત થાવા યોગ્ય એ બિંજવુ પરમાંણ છે, ઓ સરદીનાં ભાવને પોહોચાડે છે, અને આભા વાંતરરૂપ સરદિ પારવાનો કારણ ખરેખર જ્ઞાની જનોને મન ભાવેલો છે, એજ દુખ અંતકારક છે.

---

## સાધુ સંગતે ૧૦ ગુણ પ્રાપ્ત થાય તે વિષે.

## ગરબી.

વેરાઇ ગીયારે વેરાઈ ગીયા, લીલા લવીંગડા વેરાઇ ગીયા—એ રાગ.

વૈરાંગીયારે વૈરાગીયા, મુનિ મંગલ સંગ વૈરાગીયા—ટેક.
મુનિ સંગત કરો દસ ગુણ લિજેરે, વિવહા પનંતિમાં વિરે કીયા. મુ-૧.
સમકીત ગુણની વૃધી પેહેલેરે, બિજે જ્ઞાન ગુણ વેગે લિયા. મુ-૨.
વિનય રીત લઘુ વૃધિની ત્રીજેરે, ચોથે વરત ગુણ લાભે થિયા. મુ-૩.
સંજમ ગુણ સુધ પંચમે આયોરે. છઠે નિરંતર સહવાસીયા. મુ-૪.
તપ ગુણ વૃધી સાતમે હોવેરે, અષ્ટમે કૃમ ગત દુરે રીયા. મુ-૫.

ક્રોધ તજી ક્ષેમાં નવ મેં ધરસેરે, દસમે સીલ શ્રમા ઠરાઇ રહા. મુ—૬.
એ દસ ગુણને અંગમે લીજેરે, રિઝી ઉમેદવારે રસ પિયા. મુ—૭.

## નેમનાથનિ ઠુંમરી.

નેમ પ્રભુજીયે જોગ લીયો, ગીરનારકી બતા જા ડુંગરીયા—એ રાગ.

નેમ પ્રભુ નિજ નાર તજી, ગીરનાર ગયા પસુ ડુગરીયારે. ને૦—ટેક.
સિવાદેવિ નંદ સાંમ સધિર ધર, રથ ધારક સુખ્ય આચરીયારે. ને—૧.
એક જહાંન મુજ કરકે મેલાપે, બનચર સબ મન સાચરીયારે. ને—૨.
મેર કરીને સબ વૈર હરનકું, સાંમ સહસા બન પાંચરીયારે. ને—૩.
જગત જાલકી ગાલ મીટા વન, સાંમ ને માહાવ્રત આદરીયારે. ને—૪.
સાંમ સુમત ધર કુંજ ગલનમે, કેસર ગીરવર ટૌચરિયારે. ને—૫.
ઉમેદવાર કર પુરન પ્રિત ધર, ચરન કમલ ચિત મૈધરીયારે. ને—૬.

## ભાવ ગંગાયે તીર્થ કરનાર સ્નાન દેવ પુજા જાત્રા વિષે ઝિઝોટિ ઠુમરી.

બીગરી કૌન સુધારે નાથ બીના બી૦—એ રાગ.

એ કાંમૃત ભર ગંગ ગગનપર, ઝરન ઝરત ધર પરતારે. એ૦—ટેક.
અવસર પૈની કે સુસમ દુસમે, આર્ય ક્ષેત્રે ગંગ આઈરે;
સમ્ દમ્ ત્રટ જલ જ્ઞાન નિરમલ, ઉપસમકી લૌલ સવાઇરે. એ૦—૧.
વેધક વૈદ ત્રી મેલ નીવારન, સારન આપ કમાઈરે;
તુરીય સંઘ સબ સાજ સજી કર, સકલ જાત્રકું આઇરે. એ૦—૨.
વિષયાં બરકું નિવારક ધારક, સ્વેતાંબર ચિત લાઈરે;
થિરજ ધર ત્રટની અવ ગાહત, નિરમલ હોત વાં નાઇરે. એ૦—૩.
સ્નાંનાંતર નિજ અંતર દેવલ, દેવ બીરાજે ત્યાં આઇરે;
ધ્યાંન ધુપ કર જ્ઞાન પુષ્પ ધર, આતમ જીન અરચાઇરે. એ૦—૪.

પુન્યાંતર ધન ઘાતક અરી દલ, ચુરે કેવલ પદ પાઈરે;
ઉમેદચંદ્રકે પ્રાંન જીવન સબ, સિવ નગર પહુંચાઈરે. એ૦—૫.

## શ્રી રાજેમતીની વિનંતી કરેલ તે વીષે.

રાગ બિભાસ.

આજ તો સખીરી કોઈ કાનકું મનાવેરે—એ રાગ.

આજ તો સખીરી કોઇ સાંમ કું બતાવોરે, સામ૦ મેરે પ્રાનકું બ૦
પ્યારા પ્રા૦ આ૦—ટેક.
સાંમ તો નમેરી મેરી પીર કુંજન હેરીરે;
રોપ તો ઉછેરી ચેરી ચિત કયું સતાવો, પ્યારે ચિ૦ આજ—૧.
ઇસકી પીછેરી મેરી સાન તો જલેરી રે;
ગુઁજ કયું ખોલાવો મેરી ટેકકું નતાવો. પ્યારે ટેક૦ આ૦—૨.
સાંમનિ સતાવે યાકું જોગ ક્યું સોહાવેરે;
ખેલ કરી ગૈયો જાણે આંગણે નટાવો, પ્યારે આંગ૦ આ૦—૩.
ગુઁજ તો ગુનાકી મેરી મેરે મુખ આકરે;
જોગ મે ઝુલાઈ મેરા નાંમ ક્યું ખતાવી, પ્યારે નાંમ૦ આ૦—૪.
નેમ ન રીઝાય બન ચર પંજરે ખીજાયરે;
જહાંન સેં સમેરી હોકેં આપકું ચેતાવો, પ્યારે આપ૦ આ૦—૫.
બીનતિ ઉમેદવારે સુણો કૈ હમારીરે;
ઝગરો મચાયો સજ્જુલ નેમકો પતાવો, પ્યારે નેમ૦ આ૦—૬.

## ઉપદેસની ભૈરવી સવારમાં ગવાય તે.

બાલમ્ છરી યાંન મારો બ્યાંમ—એ રાગ.

આલમ્ સુખ પ્યાર ન ધારો સાર, આલમ્ સુખ પ્યાર ન ધારો સાર-ટેક.
પતંગ રંગ સમ બહીર બરતીરે, તેરા મરનાકે અંતે સંગ નાય્.
આલ૦—૧.

તન્ ધન્ જૌબન વરી તેરા નૈ થિરતેરે, જલ વત ઝર ઝર સબ જાય.
આલ૦—૨.

રૂપ હુકમ્ તેરા રૈના ન પાવેરે, તેરા નૈનાંકિ આગું બીરલાય;
આલ૦—૩.

સાંઈ સમર ભૌલા ચિતકું બસ કર, તેરા ખેવા તો પાર હોઈ જાય.
આલ૦—૪.

ઉમેદવારે ભૌલા ચરન પરકર, તેરી જૈનાકી યારી બલ જાય.
આલ૦—૫.

---

## રાગ ભૈરવિ ઉપર પરમાણે.

બાલમ્ મિલનાં કરાવો સાંમ, બાલમ્૦—ટેક.

સીવ સામા તો મેરી બૈરન હોકર, મેરા પિયાકુ ચાહાતિ ભરમાંન.
બાલ૦—૧.

ભોલપ બસ સેં મૈન પિછાંનીરે, તેં તો મોસે કીની બહીમાંન.
બાલ૦—૨.

સાહકી મતી મૈરી સાંમ ન જાંનિરે, તોસેં મિલનેકિ સદા ચાંહાંન.
બાલ૦—૩.

સિવ સાંમની સંગે મિલ્ કેં રહુંગીરે, ભઝી જાંનુગી મેરા દિલ જાંન.
બાલ૦—૪.

નેમ ત્રિયા કે બચ શ્રવન ધર કર, મૈર કરકેં દેવત સિવ દાંન.
બાલ૦—૫.

નિજ ઉમેદવારે નમન કરૂંગીરે, તેરા ગુનકા કરૂંરે મે તો ગાંન.
બાલ૦—૬.

# સમકીત પાંમવા વિસે છોગુણ વર્ણન.

## બનજારો.

મોય છોડ કહાં કું સધાર્યો, નંદ લાલ મુસાંફર પ્યારા—એ રાગ.

એક અર્જ સુણો નર નારી, સમકીત રતન ગુણ ભારી—ટેક.

શ્રી વિર જીણુંદ મુખ વાંણી, દુખ હરણ ભવી પહીચાણી જી,
તીહાં લહે સમ્યગ સુખકારી. સમ૦—૧.

ખટ ગુણ ધરે નિજ અંગે, તસ સમ્યગ હોવે ગુરૂ સંગે જી,
તેહ સાચ કહું વિસ્તારી. સમ૦—૨.

ખટ કાય જગતમે પ્રાણી, દીયે અભય દાંન [૧]દયા આણી જી.
તેહ લહે સમ્યગ ઉર ધારી. સમ૦—૩.

સત્ય [૨]વચન ગુણે જેહરા તો, તેને ધર્મકરણી સંગ નાતો, જી,
તેહ સમ્યગ વરી લહે પારી. સમ૦—૪.

અંતરંગે [૩]સિયળ જેહ પાળે, તેહ જ્યણાં મારગ અંજવાળે જી,
તેહ લહે સમ્યગ બલહારી. સમ૦—૫.

દુખદાઇ પરીગ્રહ જાંણી, તસ આસ ધરે નહી નાણી જી,
[૪]દ્રવ ભાવે તજે મનવારી. સમ૦—૬.

વળી જેહ સમગ ગુણે માચે, તેહ [૫]પુદગળ ભાવે ન રાચે જી,
તેહ હોવે જગત સીરદારી. સમ૦—૭.

દ્રવ્યભાવ [૬]સંજમ ગુણ પાળે, તેહ કર્મા ગમણ દુખ ટાળે જી,
તેહ સમ્યગા ચરણ અણગારી. સમ૦—૮.

ખટ કારણ સમકીત જાંણો, તેહ ભવિયણ નિજ દિલ આંણો જી,
તેથિ હોસે જનમ સુખકારી. સમ૦—૯.

દ્રવ્યભાવ દેવ પહીચાંણો, દ્રવ્યભાવે ગુરૂ ગુણ માંણો જી,
દ્રવ્ય ભાવ ધર્મ ભવતારી. સમ૦—૧૦.

એહ ત્રિણ તત્વ કીયારી, નર નારી આપ વિચારી જી.
વરો આપ તાપ નીવારી. સમ૦—૧૧.

સત સઠ ભેદનયથી બોલે, સમકીત રયણ છે અમોલે જી,
કહું જ્ઞાન દરસ વીચારી. સમ-૧૨.
તેહ કેવળ જ્ઞાન પદ પાઇ, એમા રતિ વિસમય પીણ નાંઇ જી,
મોય અર્જે લેજ્યો ઉપગારી. સમ૦-૧૩.
એહ ખટ બોલ ને દિલ ધારો, તજી કુમત મિથ્યા ઘર બારો જી,
એમ ધરો તે ઉમેદવારી. સમ૦-૧૪.

ભાવાર્થ, અહો માંહાંનુ ભાવ, સમ્યક્ત પ્રાપ્ત કરનાર ખટ ગુણ લક્ષણ ધરનાંર જનો, ૬૭-બોલ પ્રાપ્તી પામીને અનાણ તીમરતાથી, ઓસરી, જ્ઞાન પ્રકાસમાં સ્થિતો.

## આઠ બોલ ધારે તે તિરથંકરનો મરગ પાળે તે વિષે.

## ઇંદ્ર સભામાં ગવાતી.

### રાગ ગજલ.

ધરસેં ઇહાં કૌન ખુદા કે લીય લાયા મુજકું,
કે સીતમ્ગાર ને સુતેસે જગાયા મુજકું—એ રાગ.

આજ અરજ ધાર મુનિ સાજ નિજ કાજકું,
જિન રાજ સિરતાજ એમ વાચ વદતા તુજકું;
બોલ અષ્ટ આચારોયે પાંસરો સુજાતકું,
જીનરાજ કેરે મારગેં યે સાંચરે ખુસામતકું. ૧.
[૧]ખંતિકર જાંહાનપર પ્રાંન મત હારી તું,
જિવતરકી હેં આસ વિસવાસ સેં મયા કરી તું;
[૨]દંતિ પણો આદરે તે સાંચરે યે મારગે,
ગ્રામ ધર્મ આપ વસેં કર્ કેં સિધાર્યો શ્વરગે. ૨.
મુનિ મહા ભાગ [૩]રસ ત્યાગ કરે શ્વાદનકું,
અર્સ નિર્સ લાભ લેઇ રગ્ત રહે આનંદકું;
કુવાર પંચા શ્રવ કે કુલગ [૪]વૃત લેનકું.

આરત હરી આપકીરે જાપ જાપ વેમનકું. ૩.
પઆવ સક નિસ દિન અંતમેં સહારતી,
દુઃકૃત્ય હરણ આપ તરણ જૈન મતમાં વરતી;
વરત સકળ આદરી નિ ૬રતી ચાર માંવસે,
મુળ ઉતર દોય અવસાંન અંતરમાં ગમસે. ૪.
સત્ય' ૭વવહાર લયા હોય સુખ જાંનતું,
જીન રાજકી હે આજ્ઞા વિવેક કરતા મન તું;
મર્મ ૮પર આપસેં ન બોલે સમો લે અતિ,
મર્મ માહા પાતકી રે ઘાતકી વરે અરતી. ૫.
એ અષ્ટ ગુણ આદરે મુનિ તરે સંસારસે,
તસ લાભ માહા ભાગ વરી જૈન માર્ગમાં રમસે;
આજ શકલ કાજ સીજે પાર પમાંયા જકું,
ઉમેદ વારી આપ મહારાજ કુંમિ નૈ માજે કું. ૬.

---

## રાગ હોરી.

બસંત માસ રંગરસે આયો, આયોરે; બસંત માસ રંગરસે આયો,
મુનિ જને ખેલ રચાયોરે. બસંત માસ૦ - ટેક.
સાસન બાગમે સંત મિલ આય, ધિરજ કાછ બીરાયો;
અરી અરીલાલા ધીર૦,
પ્રેમ પુરન સમકીત પિચકારી, ઉનસેં હાથ મિલાયો;
જ્ઞાન ગુલાબમે ભરાયોરે, બસંત માસ૦—૧.
•પુંન પતંગસેં સબ ઘટ ભરકે, સંત મંડળ છીટકાયો;
અરી અરીલાલા સંત૦
વૈરાગ ઉપરણી ને મુળ ગુણ મુગટ, વિનય કો વાઘો બિંજાયો;
સુગુન મન સબકો રીઝાયોરે. બસંત માસ૦—૨.
દરીયા અબીલ આગમ લે અરગજા, ગુપ્તી ગુલાલ સહાયો;
અરી૦ ગુપ્તી૦

નિજુ દરશ સબ આપે મિલાકર, પૃતિની કે પાત્ર ભરાયો;
મુક ભર ભરકે કેં ફડાયોરે. બસંત માસ૦—૩.
ખમ્ દમ્ સમકિ સુગંધ બનાવો, ચંદન શાંતિ અરચાયો;
અરી૦ ચંદ૦
તપ જપ મેવા મીકાઇ નીરોપમ, સત્યકા તંબોલ ચવાયો;
મુનિ મુખ લાલ રંગાયોરે. બસંત માસ૦—૪.
સ્યાદ વાદ કા મૃદંગ મજીરા, બેના વિવેક બજાયો;
અરી૦ બેના૦
સુમતિ વિવરતી સખી દોનું સંગસે, જ્ઞાનસે ઝુક મચાયો;
આનંદ અનુભવ દરસાયોરે. બસંત માસ૦—૫.
એસી બીધ ખેલ મુકુંદકો ઉમંગસે, જીનકે દુવારે રચાયો;
અરી૦ જીન૦
આતમરાંમ કરમ મળ તજકે, અમરારે પુરમેં સિધાયો;
ઉમેદવારે ફાગમે ગાયોરે. બસંત માસ૦—૬.

ભાવાર્થ, અહો જગતવાસી, જગત જાળમાં કર્માનુસારેં, વિકળ તાળનો ભાવ લેઇ, બસંત માસમાં. નિરલજ પણો આચર્ણ કરી પોતીકા શ્વભાવને ભુલી જઈને. એકાંત અનાર્ય મતી વસેં, પ્રાણ ભુત જીવ સત્વ, અઢાર દ્રવ્યદીસા અથવા, ભાવદીસાથી, પ્રગટ થયેલા, ત્રસ સ્થાવર, જીવાર્થિ, સુખાર્થિનો પ્રાણાપહાર કરી, જુલમ આરંભ ને વસ વરતી, પુદગળી ભાવ ને અનુસારે, અપપન્દ બોલી, પૃથવ્યાદીનો, આરંભ સમારંભાદી, કૃતવ્યતાએ, જ્ઞાન દરસણ રૂપ સુખપિંડ વસ્તુને કર્મ રૂપ મળમાં, રળવે છેં, ઇતી આશ્ચર્ય, નૈ નૈ એમ ન કરતાં, સંજત રૂપ, સ્વજનોનાં મંડળ વત, બસંત માસની, ભાવના રૂપ ખેલ કરી જ્ઞાન ગાયન, વાજા વાજીત્ર, ખાન પાન તંબોળ, આદે, શકળ મીજલસના સંગવડમાં, એ, રામની રમતાં, જનમ લાભ, પ્રાપ્ત કેમ ન હોવે, હોવેજ, ઇતી ભાવ.

# શ્રી દયા મારગે વરતનારાયોને પુન્યોદયે ૧૦ ગુણ પ્રગટે તે વિષે, રાગ હોરી.

નિરવદ્યજાણજીણંદ મુખ વાંણી, વાણીરે, નિરવદ્યજાણજીણંદમુખ વાણી;
વાંણી રસ સુધા કે સમાણીરે, નિરવદ્ય૦—ટેક.
દયા ધરમકી બાત સુણાઇ, ભવિજન સત ચિત આણી,
અરી૦ ભ૦
નિસંક પણે જ્ઞાન નયન ઉઘેરી, ખટ કાય જંત પહીચાણી;
જીવતદાન દીજે સનાણીરે. નિરવદ્ય૦—૧.
સુલભ બોધિ જન દયા નિત કીજે, દયાસે દસ ગુણ જાણી;
અરી૦ દયા૦
[૧]આઉ દિર્ઘ વળી [૨]કાયા નીરોગી, [૩]રૂપ અનોપમ માંણી;
[૪]ધનવંત પદ તસ ઠાંણીરે. નિરવદ્ય૦—૨.
[૫]વાંછિત ભોગ મીલે મનવારે, સકળ [૬]સંતોષકી ખાંણી;
અરી૦ સક૦
દયાવંત [૭]નર દેવ સુપદવિ, દયા [૮]સુર દેવ નીસાંણી,
ઉહાં દસ સુખ રચાંણીરે. નિરવદ્ય૦—૩.
દયા ધરમસેં [૯]મુનિ પદ પાવે, ત્રયો દસ નામ થપાણી;
અરી૦ ત્રયો૦
સકળ કરમ મળ તજકેં ગુણાકર, અંતમે હોવે [૧૦]નિર વાંણી,
ઉમેદવારે દયા પ્રમાંણીરે. નિરવદ્ય૦—૪.

ભાવાર્થ, અહો પુન્યાતમાં, જોવો કે એ વિતરાગની, નિરવદ્ય વાણી, એ નીરાપક્ષપણે, સુખ્ય, સકળ જંત ને, હિતોપદેસ પ્રતક્ષપણે, સિધાંતમાં, તત્વ મારગ દરસાવ્યો, તે નિઃસંક છે, પિણ આશ્ચર્ય જે, આ જગતમાં, ક્રીયાવાદીના ૧૮૦ મત છે, અક્રીયા વાદીના ૮૪ મત છે, ૬૭ અજ્ઞાન વાદીના મત છે, ને ૩૨ વિનય વાદીનાં મત છે એમ કુલ ૩૬૩, મત પોતપોતાના મતાનુ

સારે, વરતે છે, તેમાં પોતપોતાના મતની શ્રેષ્ટાઇને, અરથે, અનેક, જાતના પ્રબ્દાવૃતી રૂપ સાસ્ત્રોનો, વાખ્યા, પરૂપી મત દ્રઢતાપણો, ધરાવે છે, અને દયા સત્ય છે ને દયા ધર્મનો મુળ છે, એમ પરૂપતા, વિચરે છે, પણ તે શરવ સાસ્ત્રોમાં આદ્યંત મધ્ય, વરતારામાં, પૃથગ્ત પૃથગ્ત, ભાવ છે, દયા તથા પ્રાંણ વધ્ય, એ બે સબ્દ, સર્વ મતે, પ્રતક્ષ દેખાવ માલમ પડે છે, ને તે પરમાણે, નીપજાયે પણ છે ને, તે આરંભાદીથી, અનિવ્રતમાન, યકાજ વીચરે છે તો તે, ભાવનાથિ ફ્ળગીને, શકળ જંતને સુખાર્થિ જૈન મત, સુધારસવાંણી, નીરવધનો, પ્રાન કરી જ્ઞાન નૈત્ર ખોલી, અવીલોકન, કરતાં, પ્રતક્ષ ભાવ દીસે છે, જે આદ્યંત મધ્યમાં, નીરવધ્યજ પરૂપણા, અને સાવધનો નીરાકરણ છે, ને તે સમ્ય બોધનુ ઉસાહ ભાવે આચરણ, કરતાં, સુધ ઉપયોગી, વરતારે, વરતતાં, અક્રમીં પદનો, પ્રાપ્ત પણો, ઉદે આયજ, વળી, ઉપસમ રસમાં ચઢતાં દયાને અનુંસારે, સુભ ફળ પુન્યોદયથી, દસ જાતનું લાભ જગ્ત વાસનો પીણ મીલે છે, પીછે ક્રાગાંતરે, સુંધ માર્ગ નીસર્ણિ ક્ષપકપણો અવસ્ય પ્રગટે, ઇતીભાવ.

---

# પરભાતી નીત્ય કૃત્યની.

## રાગ રાંમગ્રી.

જૈગનમેરે દીક્ષાની કાયા, તે મુખ રાંમ બ્રીસાર્યોરે—એ રાગ.

જાગોનેરે મારા ઉતમ પ્રાંણી, કાજ અમારો સવેરોરે—એ ટેક.
મિથ્યાત રૂપ રજની કે અંતે, જ્ઞાન અરક ઉદીયર્યોરે—જાગો૦ ૧.
સંત સરોવર કુરણાં જળસું, ભરેલો ગુણ તો ગહીરોરે;
કિલોલ ઉપસમ આપ સુહંકર, આવે વચન કિલહીરોરે—જાગો૦ ૨.
સંતોષ કળસ મેં કુરણાંરે જળભર, મંજણ વિધ નીત કીજેરે;
કર્મ મળ પરસ્વેદ નીવારણ, નીજ અંતર જેમ રીઝેરે.—જાગો૦ ૩.

અનિત ભાવનાકો પહીર પિતાંબર, ધ્યાંન ધરમ ચિત દીજેરે,
વૈરાગ રસ સેં રાગ નિવારી, નિજરા કરી ફળ લીજેરે—જાગો૦ ૪.
નિત કૃતવ્ય એહ જાણી તમેરો, અવસર મમત મત હેરોરે;
ઉમેદચંદ્ર કહે આપ વિચારી, કરોને કાજ ભલેરોરે— જાગો૦ ૫.

---

## પરભાતી રાગ વેળાવળ.

ઝાડ અનોપમ ધર્મનો, મારે આગણે રોપ્યું—એ રાગ.

આજ અરજ સખી માહેરી, સાંભળ ને મન ભાવે;
સુખ સેજ્યથિ જાગતાં, વાત સુણી વડભાવે. આ૦—૧.
સુરપતિ મન રળી આવીયા, સમોસરણ રચાવે;
ત્રિસલા નંદન વિરજી, નિજ આણ મનાવે. આ૦—૨.
સંઘ સકળ મન રંગ સું, નમણ કરવાને ભાવે;
કરી સજ્જાઇ સાંમટિ, સમોસરણમાં જાવે. આ૦—૩.
વિર વચન પર ભાવના, કરસે સંઘની સાથે;
નિજ નિજ ઉદયનાં ભાવથિ, ગૃહસે નિજ હાથે. આ૦—૪.
ચાલો સખીરે હવે વેગ સું, સમોસરણમાં જઇયે;
જ્ઞાન વચન પુરભાવના, ત્રિસલા નંદનિ લૈયે. આ૦—૫.
એમ સોહાગણ સુંદરી, લેજો લાંણ સભાવે;
ઉમેદવારી તો એહ વિન્યાં, કોઈ કામ ન આવે. આ૦—૬.

ભાવાર્થ, એક દિન, શ્રી વીરનો સમોસરણ, પ્રગટ હોવાના વખતમાં સુમતી રૂપ સખી, નિવરતી સખીને, કહે છે, અહો બહીની, સુભ ઉદે ભાવનો જોગ, આજ પ્રગટ થયો, કાંજે, મે એહવી વાતનો, અનુભવ આજ અજ્ઞાન રૂપ નિંદ્રાથી જાગતાંજ સાંભળ્યો જે, ત્રિસલા નંદન વીર શ્વામી, સમોસણે બીરાજે છે, તે આજ પરભાવના, કરે છે, તે જ્ઞાન દરસન રૂપ પરભાવનાનો લાભ લેવા, આજ જ્ઞાન રૂપ સુર્ય, ઉદયના કાળમાં, સર્વ ભવી પ્રા-

ણી રાજ થૈને જાય છે, માટે હે નીવરતિ સખી, ચાલ, હું સુમતીની, લારે, આજ વીરની વાંણી રૂપ, પરભાવના લૈ, ને, ધર્મ સંતોષનો લાભ લીજે, એવી રીતે, સમકીત પ્રાપ્ત થાવાના કાળમાં, ભવી પ્રાણીયો, વીરને વાંદીને, ધર્મ બોધ રૂપ પરભાવના, લૈ, મોક્ષ શ્વર્ગ રૂપ, મંદીરે, પહુંચે છે, તેમજ અહો, જગતવાસી સાંમીનીયો, ખાંડ પ્રમુખના ચાર પતાસાના, લોભવસેં પડીને, પોતાના ધર્મ રૂપ ઘરનો, કારજ ભુલી જઇને, લોભે વાહીથકી, અજોગતા પરભાવના લેતાં સમર સમાયકા દીકનો અલાભ હોસે, એવો અવગુણ પુદગળની વસ્તુનો છે, તે છાંડીને, બોધરૂપ, લાંણુ લીયો તે લાંણુ અખુટ છે ને શ્વપદને પોહોચાડવાનો હેતુ છે, એ નીસંદેહ.

---

## પરભાતી ભૈરવિ.

ભોર ભયો ભોર ભયો, પ્રાંણીલાલ જાગોરે—એ રાગ.

રજની ગમાઇ સારી, ભુલ ન બીચારીરે. ભુલ૦, પ્રાણી ભુલ૦ રજ૦ ટેક.

ભૃમના મે ભુલ્યો પ્રાણી, કામ કયું ન મારીરે;
વિખે રસ રાચી જીન, નામ કું બીસારીરે. રજ૦—૧.
કામકિ કમાઈ ભાઇ, માંનમે નમાઇરે;
જૈનકું ન ગાઈ ભવ, રાસકું બઢાઇરે. રજ૦—૨.
સાધકી સગાઇ નાંઇ, કુમતમેં રમાઈરે;
સુમત ના બોલાઇ કાંઈ, ગમત ચિત ચાઇરે. રજ૦—૩.
એક દિન એસી આઇ, દુઃખનકી સરાઇરે;
સાથ તો ન આવે કાંઇ, ખુલે હાથ જાઈરે. રજ૦—૪.
એમ જાંણી પ્રાંણી મેરી, અર્જ ચિત હેરીરે;
ગ્નાનકી કમાઇ તેરી, સાંઝ ને સવેરીરે. રજ૦—૫.
આપકી કમાઈ કીજે, આપ દીલ રીઝેરે;

ઉમેદવાર સાર ધારી, આપ પદ લીજેરે. ૨જ૦—૬.

# શ્રી ચંદન બાળાની પરભાતી વરણન.

## રાગ મલાર.

બંદલો છે ચતુરસુજાંનરે,બેની તેરો બંદલો છે ચતુરસુજાંન—એ રાગ.

ચંદનાકી પીરકો નીવારરે,વીર બેની ચંદનાકી પીરકો નિવાર—ટેક
ત્રીસલાકોનંદન જગતકો વંદન, ત્રયોદસ અભિગૃ:કો ધારરે. વિર૦—૧.
દુવાલસ વચ નયને નીહારીરે, બહુડ તપી છે મનવારરે. વિ૦--૨.
વિસમિત સતી વીલપત અતિરે, નયનાં સું પરે જલધારરે-વિ૦—૩.
વિલપત બાઈ નીહારતે આઇરે, બાકુળા લૈ કરકું પસારરે. વિ૦--૪.
વિરૂપ ગત સબ મંગળ રચાવત, તનપર ધરે સણગારરે. વિ૦--૫.
વ્રત ગૃહી સતિ જગ ગરૂ સંગતી, જાઈ જુરી સીવ પુર બારરે. વિ૦—૬.
ઉમેદવાર ધર સતિ ગુણ અનુસર, નિતનિત હરખ અપારરે. વિ૦—૭.

# શ્રી આદેસરજીની પરભાતી.

## રાગ સામેરી.

.સાવરીયે પધારોરે મેતાજીની કુંમરીરે—એ રાગમાં ગવાય.

લગની હમારીરે લાગી જગનાથસુંરે, ઉદયલ ભાગનો અંકુર,
જગ જ્યાનંદરે મરૂદેવા નંદજીરે, વસે મુજ હઇડા હજુર;
લગની હમારીરે લાગી જગનાથસુંરે. ૧.
જુગળા ને ધર્મરે વારણ સાહેબોરે, તારણ સંઘને ઉદાર,
ધારણ ધર્મરે સીવ સુખ કારણોરે, કારજ સકળ સુધાર;
લગની હમારીરે લાગી જગનાથસુંરે. ૨.
વરસ દિહાડેરે ઈક્ષૂ રસ ધારસુંરે, પ્રતી લાભે અંસરે કુંમાર,
જુગાદિ જીણંદરે કરમે કરે પાંનસુંરે, વરસે ત્યાં રયણીને ધાર;

લગની હમારીરે લાગી જગનાથસુંરે. ૩.
કરમ ચઉ ટાળીરે કેવળ સમાં વસેંરે, સીવપુર નગરનોં ધાંમ,
અજર અમરરે અવિન્યાસી ઝાહેરોરે, નીજ પદે સારેલારે કાંમ;
લગની હમારીરે લાગી જગનાથસુંરે. ૪.
સરણા ચરનેરે સમેરી નીહાળજોરે, ટાળજો કર્મનો પાસ,
કરને જુગળરે જોડી સીર નામી કેરે. ઉમેદચંદ મનમેં ઉલાસ;
લગની હમારીરે લાગી જગનાથસુંરે. ૫.

(સમંતં.)

---

# ચાર તિર્થરૂપ વેપારી જીનનિ ઓળગ કરે છે.

## પરભાતી મારૂ રાગ.

ધુમરનિરે એલીરે માયા તારી, ધુમરનીરે એલી—એ રાગ.

આંવેલ આસ ભર્યારે, આવેલ આસ ભર્યારે, જીનંદા અમે આ૦–ટેક.
અમે તો દેસાઉરી વણુજ વેપારીરે, ચઉગત પુરમાં ફર્યારે.
ચ૦ જી૦—૧.
લખતો ચઉરાસીયે ઉપગ્રામ ધારીને, વસીયા જૈ તીહાં ચિત લાર;
આ, લાભ ન દેખત કઉ વસ્ત ગ્રાહમે, પુદગલમે તો ન ઠર્યારે.
પુ૦ જી૦—૨.
આ, જસનિ લયા તુજ શ્રવણ સુણી અમે, વિદેસમાં મુની જન પાંસ;
આ, હરખીત ચિત અમે સાચકું મીલાઈરે, તિહારે ચર્ણમે આસર્યારે.
તી૦ જી૦—૩.
આ, અરજ હમારી ધારી સાહેબ વીચારીને, દેજ્યો મોચે તમ પુર વાસ;
આ, આસ તો વણુજકી પુરવું એ વાસરે, એમ કહી વાસ ત્યાં કર્યારે.
એ૦ જી૦—૪.
આ, દલાલી જીણુંદકી ભાવ તો સું માલમે, સાહ સબ સંઘ હરખાત;

આ, વણુજકી કમાઈ લૈ સીવ શ્રગ જાઈરે, ૩મેદવારેં ભૃમણુ તો હયાંરે.
ઉ૦ જી૦—૫.

## શ્રી અયમંતા મુનિની ઢાળનો વરણુન્.

( દોહા. )

શ્રી ગુરૂ ચરણુ કમળ નમી, ત્રિવિધેં બે કર જોડ;
અયમંતા મુની ગુણુ ગાઉ. આળસ અળગો છોડ. ૧.
પોળાસ પુર સોહામણો, રિધી સકળ ભરપુર;
શ્રી વન પરિ શ્રમે રાજતો, દેખતાં હરખે ઉર. ૨.
વિજય નૃપ છે પુરપતી, શ્રી દેવિ તસ નાર;
તસ તનુજ ગુણુ આગળો, અયમંત નામે કુમાર. ૩.

## ઢાળ ૧.

વિચરંતા નેમી જીણેસર આવીયારે—એ દેસી.

વિચરતા વિર જીણેસર આવિયારે, પુરવાનું પુર્વ તે કરતા વીહાર,
ચઉદય સહસ મુની સંગે સોભતારે, ગુણુમણી સકળ ગુણુનાં ભંડાર;
ભવિજન વંદોરે જગ ગુરૂ ભાવસુંરે—ટેક. ૧.
વન પાળક આવી દીયે વધામણીરે, હરખ્યા તે વિજ્યા દીક નરનાર;
સજાઇ મેળવિ સકળ ગ્રહી ભાવસુંરે, આવી નમ્યાં વિર ચરણુ સબ લાર.
ભ૦—૨.
વિર જીણેસર દિયે ધર્મ દેસનાંરે, સાંભળીનેં હરખે ભવીક ચિંતલાર;
દેસનાં અંતે સકળ મન ભાવસુંરે, વંદીને વળયા વીજ્યાદીક નરનાર.
ભ૦—૩.
તિણુ સમે સીખ વડારે જીન વિરનારે, ગુણુ મણી સોહે ગોયમ ગુણુધાર;
પુરવ ચઉદ નાણુ ચઉ આગળારે, વૃત ધર ભવીજનને હેતકાર.
ભ૦—૪.

જાત કુળ બળ રૂપ તપ સંપનારે, લાધવને વિપુલ તે જુલબ્ધધાર;
છઠ છઠ ખમણુ કરે ચિર કાળનારે, ક્ષેમાં ધર સદા સુમત અણગાર.
ભ૦—૫.

એક દિન છઠ ખમણને પારણેરે, તવ તિહાં ઈંદ્રભુતી મુનીરાય;
સઝાય કરી પોરસી જાંણી આગળીરે, પોરસીયે બીજી યે ધ્યાંન સવાય.
ભ૦—૬.

ભિક્ષાનો કાળ જોઈ વીર નંદનોરે, ધ્યાંનાંતરે ધીર ધરી ચિંત સાથ;
સમ ભાવિ આપ રક્ષણ ઉજમાળસુંરે, ઉપગૃણાંદિક પુંજી ગ્રહે હાથ.
ભ૦—૭.

વિર તણે ચર્ણ કમળ સીર નાંમીનેરે, આંણા ગ્રહી જાય પોળાસ પુરમાંય;
ઇરીયામાં ચાલે જુગ ભુમી લેખનેરે, રક્ષણ તો કરણ તેહ ખટ કાય.
ભ૦—૮.

ગૌતમનાંગુણતોઘણાંછેકેમ વર્ણવુંરે, ભવિજોજ્યો વિત્રહા પનંતિ મોઝાર;
પ્રથમ સંઘેણ સંઠાણે મન લોભતોરે, રતી નહી પ્રમત તણોરે વિકાર.
ભ૦—૯.

અનુતર વાસીથિ અધિક સોહાંમણોરે, ગણધર રૂપ છઠા અંગ આદ;
ખમ દમ સમ મન નહી રાગ દ્વેષમારે, નિજ સુધ્ધ કૃત્યમે નહી પરમાદ.
ભ૦—૧૦.

ધર ધર ફરતા તે ગૌતમ ગૌચરીરે, ઉચ નિચ મધ્યમ કુળ આગાર;
લાભ અલાભ સમે સમ ભાવનારે, નિરમમ વિનયવંત તે મનવાર.
ભ૦—૧૧.

ઢાળ યે ગુરૂ ગૌતમ ગુણ આસરીરે, નમુ નમુ તસ ચરણે ધરી પ્યાર;
મુની ઉમેદચંદ કહે અયમંતાનોંરે, ભવિ સુંણો આગે સુતર અધિકાર.
ભ૦—૧૨.

---

( દોહા. )

તિણ સમે વીજ્યાનંદ, અયમંતોરે કુમાર;

મંજન કરિ વિભૂષા સહી, ધરી વિવીધ સણગાર. ૧.
સાથ સકળ તે મેળવ્યો, અનેક કુમરી કુમાર;
લઘુ વૃધ નિજ થકી ઘણા, ચેટક ચેટકી નાર. ૨.
નિજ મંદિરથી સંચરી, આવ્યો પુરનિ બજાર;
ઈંદ્ર મોછવ મધુ દિન તણો, તિહાં ક્રિડે તે કુમાર. ૩.

## ઢાળ ૨.

અરીહંત આવ્યારે ચંપાવન કે ઉદ્યાન—એ દેસી.
ગૌતમ આવ્યારે પોળાસ પુરનિ બજાર,
ધર્મ ધોરિંધરરે ગજ ગતેં તેહ અણગાર;
ઈંદ્ર મોહોછવેંરે રમતા તેહ કુમાર,
નયણાથિ દેખેરે આવંતા તેહ અણગાર—ટેક.
ચાલ, તવ તે કુંમર હરખ ધરીને, રાંમતિ છાંડે તે લાજ વરીને,
મોહોછવ ભોંમિથી તેહ ઓસરીને,
ઉથલો, ગૌતમ હજુરેંરે ઉભો તેહ કુમાર,
બે કર જોડીરે સીર નામી વંદે તિવાર. ગૌ० ધ०—૧.
ચાલ, અયમંતો બોલતો તેહજ ઠાંમે, શ્વામીજી પુરમાં ફીરો કુણ કામે,
વિગત કહો પ્રભુ આપ ગુણ નામે,
ઉથલો, ગૌતમ બોલેરે સુણજો વચન સંભાળ,
નિગ્રંથ અમેરે ખટ કાય જંત રખવાળ. ગૌ० ધ०—૨.
ચાલ, ભીક્ષાનો લાભઅંતરમેવીચારી, છઠ ખમણઅંત આજનીરધારી,
તેહ કારણ ફરું ઘર ઘર બારી,
ઉથલો, નીર ક્ષેપી લીજેરે દોષ સકળ પરહાર,
ભાવનાં ભીક્ષુરે અમાઈ અમે અણગાર. ગૌ० ધ०—૩.
ચાલ, તવ તે અયમંતો કુંમર તે વારેં, નમણ કરી મુખ વયણ ઉચારે,
ભિક્ષાર્થે મુજ મંદીર દુવારેં,
ઉથલો, આપ પધારોરે મેહેર ધરી મુજ લાર,

માત હમારીરે પોષસે પાત્ર ઉદાર. ગૌ૦ ધ૦—૪.
ચાલ, એમ કહી ગૌતમ કર કરે ગૃહી, અંગુળી સાહી ને નીજ સંગેલેઇ,
અયમંતો આવ્યા મંદીરમાં વહી,
ઉથલો, આવંતા દેખીરે શ્રી દેવિ ગૌતમ શ્વામ,
વિનય ધરીનેરે કર જોડી નીજ સીર નામ. ગૌ૦ ધ૦—૫.
ચાલ, ભાગ ઉદ્દે ધર પગલાં ધરી જેં, સુધ પિંડ નિજ પાત્રમેં લિજે,
ભાવનાં પુરણ થાય દીલ રીઝે,
ઉથલો, એમ કહીનેરે પડી લાભે રાયનીરે નાર,
હરખ ધરીનેરે બહુડાવ્યા તેહ અણગાર, ગૌ૦ ધ૦—૬.
ચાલ, અયમંતોગૌતમલારેસંચરીયા, પ્રણમી કહે કીહાંરહોગુણભરીયા,
વિગત સકળ કહો ને કેસરીયા,
ઉથલો, ગૌતમ બોલેરે શ્રી વન કેરે ઉદ્યાન,
ધર્મ ધોરિંધરરે વિર ગુરૂ ગુણ છે નિધ્યાંન. ગૌ૦ ધ૦—૭.
ચાલ, તેહ ચરણે અમે જાસ્યુંરે કુમાર, બોલેરે બાળ મુને લેજયોરે લાર,
વિરને વાંદસ્યુ હરખ અપાર,
ઉથલો, એમ કહી ચાલેરે ગુરૂ અયમંતો દોય લાર,
શ્રી વને આવિરે વીરનેં નમે ધરી પ્યાર. ગૌ૦ ધ૦—૮.
ચાલ, ગૌતમગોચરીવીરપેંઆળોચી, ભુગ્ત અંતરેધરીધ્યાનકૃમમોચી,
વિર બોધે તેહ બાળ ધ્રમ રોચી,
ઉથલો, દેસનાં અંતેરે હરખી વંદે તેહ બાળ,
માત પીત્યા પુછીરે તજું ગૃહ સબંધી જંજાળ. ગૌ૦ ધ૦—૯.
ચાલ, વિર કહે સુખ હોવે તેમ કિજેં, તજો પ્રમાદ નિજ કારજ સિઝે,
તવ તે કુંમર અતિ દીલ રીઝે,
ઉથલો, ઉમેદચંદ કહે બોધ દુજીરે ઢાળ,
આજ્ઞા લેવારે અયમંતો ચાલ્યો ઉજમાળ. ગૌ૦ ધ૦—૧૦.

( દોહા. )

હવે અયમંતો આવિયો, માત પિત્યાનિં પાસ;

નમણુ કરી નીજ મનતણી, કહે કુંમર ઉલ્લાસ. ૧.
આજ ગયાતા બાગમેં, વિર નમણુ નેં કાજ;
બોધ સુંણીને આપસું, ભાગ ફળ્યો મુજ આજ. ૨.
આજ્ઞા આપો ને માતજી, લેરશું સંજમ ભાર;
કર્મ સકળ દળ કાપીને, ઉતરૂં ભવ જળ પાર. ૩.

## ઢાળ ૩.

મોતીડાની દેસી છે.

માત કહે સુણુ આતમ પ્યારા, બોલ ન વદો એહ અવિચારા,
વિજોગ મતનાંયે બોલ તમારા, દિલ દુખવો કેમ આપ હમારા;
મોહનાં વૃત વાત વિસારો, જીવનાં બોલમાંનો હમારો—ટેક. ૧.
તુજ વિન્યા માતા કયું સુખ વાસી, લાલ કરો મત એહ મુજ હાંસી,
જેહ હાંસીથિ જાય સુખ રાસી, તે કેમ કિજે હો લિલ વિલાસી.
મો૦ જી૦—૨.
ઉમર ફુલ સુણુવો છે દોયલો, તેમ વછ નથિ મુજ મન સોયલો,
તુજ સંગે મોરો જીયરો રંગાયલો, માત રીઝાઇ વછ તમે ભલાયલ્યો;
મો૦ જી૦—૩.
જોગની રીતમાં સું જાંણે બાળા, લઘુ વયમાં એવા કેમ કરો ચાળા;
ઘરમે રહીજ્યો સદા ઉજમાળા, માત પીત્યાની કીજે નિત પ્રતીપાળા;
મો૦ જી૦—૪.
રાજકાજ બહુળી ઠકુરાઇ, તેહ તારા દિલમાં કયું ન આઇ;
પુરવ કૃત્ય તણી એ કમાઇ, તે કેમ વિલસો ન આપ સવાઇ.
મો૦ જી૦—૫.
બોલ વદે બાળા યે નીજ માજી, પરભવની મતેં કેમ થયો રાજી;
હાથથિ ગમાવે જે ઝીતની બાજી, જગત કહે એહવા નરનેરે પાજી.
મો૦ જી૦—૬.

તું તો અબોધ છો કાંઇ ન જાંણે, ફોગટ વર્તનિ વાતને તાંણે;
સંજમ તોલ મંદરગીરી જાંણે, એહ રસ તો કોઇ વીરલાજ માંણે.
મો૦ જી૦—૭.

તું છો સુખારથિ એક દુખ ધાંટી, કેમ ઉકલસે યે દુખની આંટી.
એક વાતે બાળા તું નહી ખાટી, તારી વાતમે રહું સદા ઉચાટી.
મો૦ જી૦—૮.

મુજ વાતે તાહેરો દિલ થાપો, સાંચ કહું માનો મન ન સંતાપો;
મંદિર રૈને સદા જીન જાપો, એહવો બોલ વછ માતાને આપો.
મો૦ જી૦—૯.

એમ માનો કહ્યો બોલ વીચારો, હવે છે અયમંતા કુંમરનો વારો;
ઢાળ ત્રિજી માતા મોહની લારો, ઉમેદચંદ કહે વૈરાગ સમારો.
મો૦ જી૦-૧૦.

( દોહા. )

અયમંતો તવ બોલિયો, સાંભળો ને મુજ માત;
અંતર ગતમેં ઉપની, તેહ કહું તુંને વાત. ૧.
જાંણું તે નથિ જાણતો, ન જાંણું તેનો જાંણુ;
અબોધ મુજને કેમ કહો, કરજ્યો બોલ પ્રમાણુ. ૨.
માત પિત્યા કહે બાળને, કહોને એનો ભેદ;
પુત્ર ન જાંણું યે મર્મ હું, મો મન સંસય છેદ. ૩.

## ઢાળ ૪.

કુમર કુંમરો મારા લાડકા—એ રાગમે છે.

કુમર કહે તમે સાંભળો, માતા માહેરો બોલ;
વિર જીણંદ ચર્ણા ભેટતાં, લાધો ભેદ અમોલ,
નાંનાં માતાજી અમે નૈ રેસ્યું—ટેક.
અમૃત ઝરણાં વિર મુખેં, સાવદ નીરવદ ભેદ;

દાખ્યા પટાંતરા મુજ ભણી, રીઝ્યો ધરીને ઉમેદ. ના૦ – ૨.
જાંણુ અજાંણુનો મર્મ યે, કહું માતાજી આજ;
સાંભળી અનુમત આપજ્યો, સારો માહેરા કાજ. ના૦—૩.
જન્મ ધરે જગ વાસમાં, જે જીવ કર્મ આધાર;
તે નર મરણાંરે પાંમસે, એહવો જગત વિવહાર. ના૦—૪.
જાંણુપણો મેં તો એ લહ્યો, વળી દુજો પ્રકાર.
જાંણું તેથિ હું અજાંણ છું, સાંભળ માતા વિચાર. ના૦—૫.
મરણો કેણે સમે આવસે, જીવું કેટલો કાળ;
કોણ ક્ષેત્રં દેહ છાંડસ્યું, તેહની ન જાંણું ઢાળ. ના૦—૬.
કર્મ બંધન હું ન જાણતો, જાંણુંછું ગતી ચાર;
સુર નર તિરીય નરકમાં, ભોગવે કર્મ પ્રકાર. ના૦—૭.
કર્મ બંધન ભવ ભ્રમનાં, અનંત કાળથિ જાંણુ;
ગતા ગતીનાં નિવાસમાં, દુખીયો થયો અજાંણ. ના૦—૮.
હવે કેમ રહુ જગ વાસમાં, મળ્યો વિરનો મેળાપ.
કહું કર જોડી ને એ સમે, માતા આજ્ઞા આપ. ના૦—૯.
માંનવ ભવમેં હું આવિયો, તું થૈ જન્મ દાતાર;
વિર જીણેસર ભેટતાં, જ્ઞાન લાભ અપાર. ના૦-૧૦.
તારી અનુમત પાંમિને, લેસ્યું સંજમ ભાર;
મુળ સોધું એહ કર્મનો, કાઢું આતમ તાર. ના૦-૧૧.
માતા કહેરે નંદન માહેરા, મારે મન મોટી આસ,
ત્રોડી થેં મનોરથ માળને, હવે કરી તેં નિરાસ,
કુંમર સુંણોને બોલ માહેરો—ટેક ૧૨.
ઢાળ ભલી યે વૈરાગમાં, કુંમર મન હરખાય;
ઉમેદચંદનાં યે ભાગ્ય છે, તસ ગુણ મુખડે ગવાય. કુમ૦-૧૩.

---

( દોહા. )

માત કહે વછ સાંભળો, પુરો માહેરિ આસ;

રાજ તખતદિન એકનો, ભોગવો લિલ વિલાસ. ૧.
દેખું કમળા તાહેરી, પામુ મનસું સંતોસ;
મૌન ધરી અયમંતજી, પુરણ માતની હોંસ. ૨.

## ઢાળ ૫.

આધા આ૦ બેડલે ભાર ઘણો છે રાજ—એ દેશી.

વિજય રાય અનુચર તેડીને, કહેરે કાજ સમારો,
રાજ બિષેખ સીહાસણ રચનાં, કરીને પુર સણગારો,
લેજ્યો લાહો આણંદનો હો રાજ, આજકો દિન ભલેરો—ટેક ૧.
મંજણા વિધ કરી તન વિભુખા, વાજીત્ર નાદ બજાતે;
ભીખ્યા વિધ માહા બળની સાખે, ધવળમંગળગીતગાતે. લે૦ આ—૨.
અયમંત રાયને પાટ બેસારી, બોલે વિજય નૃપ ચાવે;
કાર્ય દીયો મુને ગુણ સધિરા, જેહ તમારે મન ભાવે. લે૦ આ—૩.
કહે કુંમર મુને અનુમત દેજ્યો, ઓઘો ને પડધા લેજ્યો;
આંણ હમારી લોપન કરસ્યો, સેવકને એમ કેજ્યો. લે૦ આ—૪.
વિજય નૃપ સબ કાજ કરીને, સીવીકાં કાજ સમેતી;
આવ્યા શ્રી વન વિર સમીપેં અયમંત માત ય્યું કેતી. લે૦ આ—૫.
શિષનિ ભિક્ષા લેજ્યો જીણે સર, કુમર મુજ ગુણવંતો;
વિર કહે જેમ સુખ અંગજનેં, કાજ કરો ઉલસંતો. લે૦ આ૦—૬.
જીનવાંદિને ખુંણ ઇસાંને, જઇને આભૂણ ઉતારે;
શ્વેત સાડી ધરી શ્રી દેવિ લૈને, બોલે નયણ જળ ધારે. લે૦ આ—૭.
મુજ અંગથિ જનમ લેઇને, મત કરજ્યો અંન્ય માતા;
શાધી આતમ કર્મ વિલયથી, હોજ્યો જગ્ત વિખ્યાતા. લે૦ આ—૮.
એમ કહી નીજપુરે સિધાર્યા, હવે અયમંતે કેસ લોચી;
વિરને ચર્ણે મુળ વ્રત ધારી, રાંજમ વ્રત મન હોંસી. લે૦ આ—૯.
વિર જીણેસર થિવરનેં તેડી, સોંપે અયમંત તીવારે;
આચાર કળાદિક સીખાવો, એહ મુનિગુણ ધારે. લે૦ આ—૧૦.

ઢાળ પંચમી કહીમુત્તની, ભવિક સુંણી હરખાય;
ઉમેદચંદ કર જોડી તે મુંનિનેં, ચરણે સિસરે નમાવે. લે૦ આ—૧૧.

( દોહા. )

એક દિનાં પાવસ રતે, વરસાળાનો જોર;
ધન ગરજે વિજળી સંગે, કાંનનમે લવે મોર. ૧.
વરખા અંતે થિવરજી, સંગં અયમંતો બાળ;
તન ચિંત્યાયેં સાંચર્યા, ધરીયા પંથ સંભાળ. ૨.

## ઢાળ ૬.

થારા મેહેલાં ઉપર મેહ, ઝબુકે વિજળી હો લાલ ઝ૦
એ દેસી.

અયમંત મુનિ લઘુ બાળ, દેખી જળ નાળને હો લાલ. દેખી૦
હરખીત હુવો મુનીરાય, બાળ ક્રીડા કારણે હો લાલ. બા૦—૧.
કાછ બિંડી ઉજમાળ, થઈ મુની રાજ ત્યાં હો. થઈ૦
કરુદમ કંકર કર ગ્રહી, બાંધે પાજ તીહાં હો૦ બાં૦—૨.
ડાબર સંગમે ટાબર, તેહ ઉછરંગસું હો૦ તેહ૦
સરવર કળપીને પડયો, ધરે તેહ સંગસું હો૦ ધરે૦—૩.
જળ ડોળીને હીલોળે ચલાવે તેહ પાતરી હો૦ ચ૦
હાંસ રમણ કરી ચિંતે, નાવા તણી ખાતરી હો૦ ના૦—૪.
અહો અહો નાવા યે આજ, સરોવરેં ચાલતી હો૦ સ૦
ફરતો ફરતો દોડે, તેહ પાંખે પાળથી હો૦ તેહ૦—૫.
તિણ સમે થિવર આવે, તીહાં મૌન ધારીને હો૦ તી૦
જળ સંગેં ક્રિડ તો દેખે, અયવંત અણગારને હો૦ અ૦—૬.
થિવર ચિંતે મન સાથ, એ બાળસું આચર્યો હો૦ એ૦
જોગની રીત અગાધ, બાળનોં નહી આસરો હો૦ બા૦—૭.

તિણ સમે અયમંતો દેખી, થિવરભણી આવીયો હો૰ થી૰
મથૈણ વંદામિ ઉચાર, મુનિ મન ભાવીયો હો૰ મુ૰—૮.
સમય થિવર સંભાળ, બોલે અયમંતા ભણી હો૰ બો૰
રેરે બાળ એહ કૃત્ય, મુનીવ્રત અવગુણી હો૰ મુ૰—૯.
એમ કહી લેઇને લાર, આવ્યા વીર પાસરે હો૰ આ૰
પંથ ક્રીયાનોરે શ્રંમ, પડી કમી આસરે હો૰ પડી૰—૧૦.
થિવર બે કર જોડી, વિર ભણી વિનતિ હો૰ વિ૰
કરીને કહે છે એમ, ત્રિવિધ રસ લિનથિ હો૰ ત્રિ૰—૧૧.
આપ તણો અંતે વાસી, અયમંત પે સદગુણી હો૰ અ૰
ભવ કેતાનેરે અંતે, જાસે સીવગત ભણી હો૰ જા૰—૧૨.
ઢાળ એ ષષ્ટીમેં કહી, રાંમત ક્રીડા બાળની હો૰ રાં૰
ઉમેદચંદ કહે ભવી, સુંણો ગુણ માળની હો૰ સું૰—૧૩.

---

( દોહા૰ )

વિર કહે થિવરાં ભણી, મકરો વરથા વિચાર;
ચરમ સરીરિએ પ્રાંણીયો, જાણજ્યો તમે નીરધાર. ૧.
વય લઘુ વર એહની, રાંમતી વસ અણગાર;
ભદ્ર પ્રણામિ સુધાતમી, અવસ્તા ભેદ સમાર. ૨.
વિનય વંત સદા રતિ, ધરે છે વ્રત લાર;
રહે સુખો ચિત વાસમાં, અમાઈ યે નિરધાર. ૩.

---

## ઢાળ ૭.

રૂખમણી તુંતો સાંચી શ્રાવીકાં—એ દેસી.

સાહેબ વિર જીણંદ થિવરાં ભણી, કહે એમ વિચાર હો;
થિવર મત હેળો એહ બાળને, ખીસો મત નીરધાર હો. સા૰—૧.
થિવર એહ છે જનમન રંજણો, ખટકાય રખ વાળ હો.

થિવર એહ ગુણ ધર સંજમ વાસનો, રતી નહી છે જંજાળ હો. સા૦—૨.
થિવર કરજો એની સાજ આપસું, એના કરજ્યો જતન હો;
થિવર વિજ્ઞાન કળાથિ અભ્યાસજો, કરજ્યો મત દુખ મન હો. સા૦—૩.
થિવર આચાર કળપ આપી એહને, કરજ્યો તમે નિહાલ હો;
થિવર એને ચરણમાં રાખજો, સુત્ર ભલો ગુણમાળ હો. સા૦—૪.
થિવર વિરવચન આપે સિરધરી, અયમંતાનાં ગુણ જાણ હો;
થિવર સુષ્ટ મને જ્ઞાને પોષતા, કલ્યા ધયન પ્રમાણ હો. સા૦—૫.
થિવર અંગ ઇગ્યારે ભણાવિયા, સુત્ર પણે વરતાર હો;
થિવર નિત ક્રીયા ભેદ ભાંખીયા, અયમંતો લિયે ધાર હો. સા૦—૬.
મુનિવર અયમંતો ગ્નાન ગુણે આગળો, થયો સકળ સુ જાણ હો;
મુનિવર તપ ક્રીયા અંતે આચરી, વિર અનુમત પ્રમાણ હો. સા૦—૭.
મુનિવર ગુણ રત્ન સવંછર તપ, તપી ક્રસ કીયો તન હો;
મુનિવર અર્સનિર્સ ભિક્ષા પારણે, કરતા ઉભગે નહી મન હો. સા૦—૮.
મુનિવર ક્રસ સરીર હુવો જાજરો, ધમણી આંન પ્રાન સાથ હો;
મુનિવર અંતક્રીયા મનવાસીને, કહે વિરજીને વાત હો. સા૦—૯.
સાહેબ દિજે અનુમત મુજભણી, મારણાંતિક પદ લેસ્યું હો;
સાહેબ વિર કહે જેમ સુખ હોવે, એમ અનુમત દેસ્યું હો. સા૦-૧૦.
મુનિવર અયમંત વિપુલગીરી ચઢે, થંડીલા દીક સમારી હો;
મુનિવર વીહાર ભૂમી પ્રતિલેખીને, પુર્વાભી મુખ ધારી હો. સા૦-૧૧.
મુનિવર થુઇ મંગળ અરિહંત સિધને, વળી ગુરૂ તણો કરે તેમ હો;
મુનિવર ભુગ્ન પચખે ચારે ભાવસું, સકળ જંતને ખાંમે હો. સા૦-૧૨.
મુનિવર સમ ભાવીરે સુધાતમી, પોઢે દ્રુમતણી ડાળ હો;
મુનિવર ઘાતી કર્મ વિરલે હુવા, કેવળ પદ લૈ વિસાળ હો. સા૦-૧૩.
મુનિવર સુકળ ધ્યાંન ચતુ પાયે, ચઢે અજોગ પદ ધારી હો;
મુનિવર આંન પ્રાનનાં નિરૂધસું, ઉપાદાંન વર લાર હો. સા૦-૧૪.
મુનિવર ચિરચારીત્ર સમાચરી, પોહોત્યા મુગ્તી મોઝાર હો;
મુનિવર અંતગઢ વીવહા પનંતીમાં, એહનો છે અધિકાર હો. સા૦-૧૫.

મુનિવર ઢાળ સાતમી યે ભાવસું, સિવપદનો વિસ્તાર હો;
મુનિવર કનક રંજન ગુરૂ પાય નમી, તૃણુવ્યાગુણુ અણુગારહો. સા૦-૧૬.
મુનિવર ગુણુવંતનાં ગુણુ ગીરવરા, ગાવે ઉમેદચંદ હો;
મુનિવર કર્મદળ અનંતકાળનાં, ક્ષપકે મેટે ભવ રૂંદ હો. સા૦-૧૭.
મુનિવર સવંત ખંડ ઈંદુ સંગથી, દૂ વિસ સાલ અશ્વન્ માસ હો;
મુનિવર કૃસ્ન અષ્ટમી સનીવારસું, ભાવનગરે ચોમાસ હો. સા૦-૧૮.

---

કળસ.

સકળ જીનવર સમર વાણી, આદ્યંત મધ્યમાં એક છે;
તસ અનુસારે જેહ ચાલે, તેહ ધર્મ જગનેક છે. ૧.
ભાવધરીને જેહ પાળે, તજીને કંચન કાંમની;
તસ ઘરે નીત મંગળ માળી, બલહારી તસ નામની. ૨.

ઢાળ સમાપ્ત.

---

## દોહા છંદ.

### ગુરૂગુણ ઉપદેસ વરણન.

ગુરૂ ગુણુ સાગર ગ્યાનકા, કેતાં ન આવે પાર;
પરમારથિ જગ જંતકુ, હોવે ગુરૂ આધાર. ૧.
ગુરૂ આતમની આખડી, ગુરૂ પયોધર હાર;
ગ્યાન દેઇ ગુરૂ પદ દીયો, ધન ગુરૂનો ઉપગાર. ૨.
સુગુરૂ ભાંન ઉદીયે તીકે, મીટત મોહકો તંમ;
અનુભવ રસ નંગ સંપજે, મિટે દુમતકો ભ્રંમ. ૩.
કહે ગુરૂ ગુણુવંતકું, સુણો સુગુણુ મુજ વાત;
પાળો સત ગુરૂ બચનકું, જો હોવે કુળ જાત. ૪.
ઉતમ કુળમાં ઉપનાં, ઉતમ જનુંનિ તાત;

ઉતમ ગુરૂકી સંગતેં, ગ્યાના મૃત્યકી ખાંત. ૫.
ગ્યાન ગૃહી સંજમ ગૃહી, ગૃહી સુમત ચિત સાથ;
ગ્યાન વરતકી લાજ સબ, પરતક્ષ અપને હાથ. ૬.
જો ગુરૂ વચને થિર રહો, તો કરો નહી પર બાત;
વિકથા આળસ તજો, ગ્યાન ગૃહો દીન રાત. ૭.
પરમુખ નજર ન મેળવો, જો હોવે વ્રત ખંત;
નર નારી સંગત તજી, રહો મૌન્ય કરી સંત. ૮.
હાંસ તજી અમી નજર સું, બોધ કરો ધ્રમ કાજ;
આ ભવ અપજસ ટળે, પરભવ સુધરે કાજ. ૯.
ધીરજ રાખી ચીતમાં, ચાલો કુળ આચાર;
ડર રાખો ગુરૂ દેવનો, તો તરસ્યો સંસાર. ૧૦.
ગુરૂ આગ્યા જેણે ધરી, તે ન કરે વિભચાર;
સત મત ગુણવંત તે ધણી, તરસે ભવજળ પાર. ૧૧.
ઉમેદચંદ ચિત પાત્રમાં, ગુરૂગુણ પય કર પાંન;
ગુરૂ ઉલસિત ચિત દાયકુ, નિરમલ સદગુણ ગ્યાન. ૧૨.

## મનહર છંદ.

ગુરૂ કાર સિરધાર, તેહ તરે ભવપાર,
સકલ વિપતી ડાર, આરતિ હરાની હે,
અનાણુ તિમર વાર, વિનાણુ અરક સાર,
ઉદય આતમ લાર, આરસી ધરાની હે,
દેખ દેખ આપ ધાર, પરકી બીહાન ગાર,
અંતમે બીચાર યાર, સુખકી સરાની હે,
ગુરૂ આંમ ધર્મ વાર, ખંતી સમ અનગાર,
ઉમેદ સરન કાર, સુમત વરાની હે. ૧.

(દોહો.)

ચિંતિત સારક ગુરૂ સમો, અવર ન જગમે દેખ;
અંતર મળ વિહંડણો, એ સત ગુરૂનિ ટેક. ૧.

ત્રીભંગી.

ગુરૂ સુમત સમારા, ઉરવૃત ધારા, અંત બ્રહ્મ લારા, સુખકારા,
ગુરૂ ચરણુ જનારા, શ્રમણુ હમારા, ભ્રમણુ વિસારા, ભવ પારા,
જર મરન તમારા, હરન કૃનારા, તરન ત્રનારા, મિત મારા,
ઉમેદચંદ પ્યારા, ચરણુ તુહારા, નમણુ હમારા, દિલ ધારા. ૧.

કવિત છંદ.

કલયુગે વાસે જ્ઞાની, સુમતસેં ભ્રમાંની,
સરલ નહી અભીમાંની, જનસેં લરત બાત બાતમે,
દુખસેં ન ડરાની, રાગસેં ન હરાની,
મતી મતસેં જરાની, અતિ લહત દુખ ગાતમે,
આપકી ન જાની, પરબાતેં મત ઠાની,
એતો દુખકી નીસાંની, તજી રહો સુમત સાથમે,
ચિતમે ઉમેદવાર, જ્ઞાનકું બીચાર યાર,
સમઝ સુધાર પાર, રહો રતિ આપમેં. ૧

છંદ ચરચરી.

સત મતકે જ્ઞાન મીર, અપ વૃગમે ચરત ધીર,
જનમરકી ટરત પીર, થિર્તિ માઝ,
ભૃંમન કી હરત ભિર, સુખનકી વરત સીર,
લયે નહી યે રહત્ ચિર. વિર્તિ સાઝ;
ચરગત ન મીલત ષીર, કંચુક જ્યૂં તજત અહીર,

અંબરસેં અકે બહીર, કિર્તિ કાજા,
અર્ધ સેં સબ જગત તિર, દુપદકું વરત વિર,
ઉમેદકે રહત સિર, ધિર્તિ રાજા. ૧.

### છંદ ચરચરી.

તન મન તપ તેગ હાથ, સમ દમ ધર ઢાલ સાથ,
ધિરજ કે કવચ ગાત, બિરત રાજે,
ખમ ગમ કટ કટાર ચાત, નિત કૃત્ય કરબાંન પાત,
સત વૃત સર વિવીધ જાત, કીરત ગાજે;
બોધક કેકાંણુ સાજ, આરૂઢકે મન સમાજ,
કરમનસેં લરન કાજ, ઉરસેં આજે,
ધમ ધમ ધર ધમક સુર, કરમનકે દલકે ચુર,
ઉમેદકે ચિંતિત પુર, બિર તું બાંજે. ૧.

### સોરઠો.

ચૂકત નહી કૈસમજી,
નિત વિનયકી આસા
લાભ ઘણો કહુ સિર નામિ
લગનિ સુનપરે પાસજી, ૧.

### સોરઠો.

ઉરમે રાખી આસા.
મેર કરો જગ જનથિ,
દરસન દ્યો ને મહંત,
જેમ રહુ સુખ વાસમાં. ૨.

### ( દોહો. )

આદિ ગુરૂ પદ થાપિને, સીષ ચરણમે વાસ;
રાખો નિસ દિન ચીતમે, વીનય કરણકિ આસ. ૧.

### મનહરછંદ.

ઉદય સેં આદિ લેઈ, સમેર દ્વિ રાસ સઈ;

દયા ધુર નાણુ કઇ, સંજમ નિવાસકો;
શિતળ ચંદન સમ, જીવ દયા સેતી મન,
સ્વારથ સાધન ધન, મિંત્રતા સમાસકો,
વિષમ વિચાર ધુરે, દુજે પદે સમ ઉરે,
નામકો સમાસ ફુરે, પુરો સત વાસકો,
જનમ સફળ ધારે, કુમત મમત વારે,
સમગ કે અનુસારે, નપરે કૌ પાસકો. ૧.

## મનહર છંદ.

અરકે ઉદેસેં કહા તીમર રહત ભાઈ,
તિમર ગયે તેં કહા બસ્ત ન દેખાઇયેં,
બસ્ત કે મિલે તેં કહા અરત રહાઈ ભાઇ,
અરત ગયે તેં કહા સુખ નહી પાઇયેં,
સુખ કે મિલે તેં કહા દુખ ન હરાઈ ભાઇ,
દુખ કે હરાયે કહા સંતોષ ન આઇયેં,
સંતોસ મિલે તેં કહા ધર્મ ન ધરાઇ ભાઇ,
ધર્મ કે ધરેસે કહા કર્મ ન ખપાઈયેં, ૧.
કર્મ કે ખપેસેં કહા સીવ ન વરાઇ ભાઇ,
સીવ કે વરેસેં કહા અમર ન સાઇયેં,
અમર થયે તેં કહા અલક્ષ પદ ન ભાઇ,
અલક્ષપદ સેં કહા શીધ ન ગવાઇયેં,
શીધ પદ ધારી યાકું નમન હમારી ભાઇ,
નમન કિયે સેં મેરે કર્મકું ખપાઇયેં,
કનક રંજત ગુરૂ ચરન સરન ધારી,
ધરત ઉમેદવારી સુમત સહાઇયેં. ૨.

# સાતવાર લખ્યા છે.

ચાલો સાધુજીને, વાંદવારે—એ દેશી.

આદિતવારે આતમારે, ઓળખિ લેજ્યો આપરે, ઉત્તમ પ્રાણી,
એને જાંણે જગ જાણસ્યોરે, મટસે ત્રીવીધીનાં તાપરે, ઉ૦
વસ્તુ ઉપીયોગ વિચાર મારે—એ ટેક. ૧.
સોમવારે સમકીત નાંરે, ભેદ સડસઠ જાંણુરે, ઉ૦
ગંઠી ભેદ ત્રીજા કૃણથીરે, સાદી તણો પરમાણુરે. ઉ૦-વ૦-૨.
મંગળવારે ત્રણ મોહનીરે, અનુતાન બંધીનો ચોકરે. ઉ૦
ઉપસમ ક્ષયોપસમ ખાયકેરે, સમકીત ત્રણનો જોગરે. ઉ૦-વ૦-૩.
બુધવારે બોધ ધર્મથિરે, તત્વા તત્વનો વિચારરે, ઉ૦
અનુભવ રસમાં ઝીલતારે, દેસ વરત અણગારરે. ઉ૦-વ૦-૪,
ભ્રગુવારે ભ્રમનાં ટાળીરે, તીહાં અપરમત નામરે, ઉ૦
વિત રાગ ભાવ ઉદે તિહાંરે, રાગાદિ ક્ષયનો ઠામરે, ઉ૦-વ૦-૫.
સુકરવારે શ્રેણી દોય થિરે, નિયટિ અનીટી ઉલાસરે, ઉ૦
સુક્ષમ સંપ્રાયનાં લાગમાંરે, ઉપસાંત ક્ષીણ મોહ વાસરે. ઉ૦-વ૦-૬.
સનીવારે સુધ સંતતીરે, દર્ય્યે સિવ પદ લારરે, ઉ૦
અંતે અજોગ દસા ભલિરે, જીવન મુગ્ત સીધારરે. ઉ૦-વ૦-૭.
આપ સનાથ જગેશ્વરરે, આપ જપો આપ જાપરે, ઉ૦
ઉમેદચંદ આતમાં ઉદેરે, જોતિ લોકાંતે અમાપરે. ઉ૦-વ૦-૮.



# આગળથી આશ્રય આપનાર સદ્ગ્રહસ્થોનાં નામ.

| નકલ. | નામ. |
|---|---|
| | **ભાવનગર.** |
| ૨૦ | શ્રી જૈનધર્મ સુબોધ પ્રસારક સભા તરફથી. |
| ૧૦ | બદાણી ભગવાન રામજી |
| ૧૦ | શામજી પરશોતમ ગાંધી. |
| ૫ | કોઠારી વનમાળી કરસનજી ગોંડળવાળા. |
| ૫ | રૂપાણી કાળીદાસ કપુરચંદ જેતપુરવાળા. |
| ૫ | શા૦ માણેકચંદ વી. ઝવેર. |
| ૫ | શા૦ છગનલાલ લવજી. |
| ૫ | શા૦ મનોરદાસ ખીમજી. |
| ૫ | શા૦ જાદવજી કલ્યાણજી. |
| ૫ | ગાંધી ગીરધરદાસ કુબેરદાસ. |
| ૫ | શા૦ ચત્રભુજ ભુરાભાઈ. |
| ૫ | મણીઆર મગનલાલ નાહનચંદ તથા હરગોવન જીવરાજ. |
| ૪ | ગાંધી કુબેરદાસ પરસોતમ. |
| ૩ | શા૦ ગીરધર વીરજી. |
| ૨ | શા૦ મગન લલુ. |
| ૨ | ભાયાણી ગોરધન સલક્ષ. |
| ૨ | શા૦ બેચર ગાંડા. |
| ૨ | શેઠ પોપટ ઉજમસી. |
| ૨ | કપાસી નેમચંદ કુંવરજી. |
| ૨ | ભાયાણી મોતીલાલ અજરામર. |
| ૨ | ભાયાણી ગોરધન ઝવેર. |
| ૧ | શા૦ ત્રીકમ વણારસી. |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | શા૦ પીતાંબર કકળ. |
| ૧ | ગાંધી દામોદર બકોર. |
| ૧ | શા૦ કુબેર ગોબર. |
| ૧ | ભાયાણી નાનચંદ દયાળ. |
| ૧ | શા૦ ફતેચંદ ઓઘડ. |
| ૧ | ગાંધી નાનચંદ જીવણ. |
| ૧ | શા૦ હરીચંદ કથા. |
| ૧ | દેવચંદ થોભણ. |
| ૧ | શા૦ ગાંડા મેઘજી. |
| ૧ | બદાણી ગોવીંદજી શ્રીરામ. |
| ૧ | શા૦ અમરતલાલ દામજી. |
| ૧ | શા૦ માણેકચંદ પ્રેમજી. |
| ૧ | ભાયાણી વનમાળી હરજીવન. |
| ૧ | શા૦ ગોપાળજી હેમરાજ. |
| ૧ | શા૦ ગોપાળજી રતનજી. |
| ૧ | ગાંધી દામોદર કશળચંદ. |
| ૧ | શા૦ ભાઈચંદ જેચંદ કમળેજવાળો. |
| ૧ | ગાંધી મગન હરજી. |
| ૧ | ગાંધી ત્રીભોવન ઘેલા. |
| ૧ | શા૦ કલ્યાણ માધવજી. |
| ૧ | શા૦ ત્રીભોવન મેરાજ. |
| ૧ | બદાણી હરીચંદ વીઠળ. |
| ૧ | ગાંધી ખીમા મુળજી. |
| ૧ | ગાંધી કેશવજી ત્રીકમ. |
| ૧ | શા૦ મનોર માધવજી. |
| ૧ | શા૦ ડાહ્યા સુંદરજી. |
| ૧ | શા૦ નરસી વીરજી. |
| ૧ | શા૦ ધારસી વેલસી. |
| ૧ | ભાયાણી વીઠલ કેશવજી. |

૧ શા૦ નરોતમ ગાંગજી.
૧ ભાયાણી પરભુ કરસન.
૧ ગાંધી પરભુ મોતી.
૧ સોની લાલજી ભાણજી.
૧ જડીઆ પદમસી રણછોડ.
૧ શા૦ સવા લાધા ગુંદાળું.
૧ શા૦ છગન જેઠા રાજપીપળા.
૧ શા૦ જગજીવન અમરસી.
૧ દયાળ વીઠળ
૧ ગાંધી ચત્રભુંજ દામોદર.
૧ શા૦ મગન ઝવેર.
૧ શા૦ કુબેર હરી.
૧ શા૦ છગન પુંજા.
૧ મેહેતા મગનલાલ ઓધા.
૧ શા૦ પાનાચંદ મોનજી
૧ મેહેતા છોટાલાલ ગીલાભાઈ.
૧ પારેખ પરભુદાસ મુળજી.
૧ શા૦ વીકલ હરખચંદ.
૧ મેહેતા દુલભદાસ કુબેરદાસ.
૧ મેહેતા માવજી કાળીદાસ
૧ ભાવશાર ખુશાળદાસ.

## ધોળેરા બંદર.

શા૦ છગનલાલ ગણેશ મારફત.

૩ શા૦ છગનલાલ ગણેશ.
૨ સંઘવી જેતશી ધનજી.
૧ શા૦ ખીડીદાસ અબજી.
૧ શેઠ ચત્રભજ ધારશી.
૧ શા૦ ઉજમશી વલમ.
૧ કોઠારી વલમ જેઠા.

૧ શેઠ કાલુ વીરજી.
૧ શેઠ ત્રંબકલાલ સુંદરજી.
૧ શા૦ પાનાચંદ ભગવાન.
૧ ગાંધી વલમ માણેકચંદ.
૧ શા૦ ઓઘડ ડાઆ.
૧ શેઠ વાલજી રાજપાલ.
૧ શા૦ જઅચંદ હીરાચંદ.
૧ ગાંધી હરગોવન ઓઘડ.
૧ શા૦ શધજી જશુ.
૧ શા૦ શીવલાલ કેશવજી.
૧ શા૦ કચરા કાળીદાશ.
૧ શા૦ ત્રભોવન રણછોડ.
૧ ગાંધી જગજીવન આણંદજી.
૧ ભાવશાર દેવકરણ જસા.
૧ શા૦ હરીચંદ પ્રેમચંદ.
૧ શા૦ ત્રીકમ પરશોતમ.
૧ શા૦ રણછોડ ભાણા.
૧ શા૦ ધારશી પાનાચંદ.
૧ શા૦ ચતુર વછરાજ.
૧ ગાંધી ત્રભોવન કેશવજી.
૧ શા૦ ભુદર નાગજી.

## મુંબઈ બંદર.

ભાઆણી જીવરાજ ગોરધન મારફત ભાવનગર.

૪ શા૦ ધરમશી હંશરાજ.
૩ શા૦ શીવજી હંશરાજ.
૨ શા૦ ચાપશી બારા.
૨ શા૦ કરમચંદ હંશરાજ.
૨ શા૦ શવજી કાનજી.
૨ શા૦ નપુ નેણશી.
૧ ભાઆણી જીવરાજ ગોરધન, ભાવનગરવાળા.

૧ ભાઆણી ગોપાળજી મેઘજી.
૧ ભાઆણી હંશરાજ કાળીદાસ.
૧ શા૦ તેજપાળ ખેતશી.
૧ શા૦ માલશી ધના.
૧ શા૦ હરશી કેશવજી.
૧ શા૦ ઠાકરશી વેરશી.
૧ શા૦ નરશી રવજી.
૧ શા૦ હીરા વરજાંગ.
૧ શા૦ કરમશી માણશી.
૧ શા૦ જેપાળ પદમશી.
૧ શા૦ લાલજી કરશનજી.
૧ શા૦ હીરજી રતનશી.
૧ શા૦ દેવશી જીવરાજ.
૧ શા૦ રણશી ગોશર.
૧ શા૦ નરશી વીરજી.
૧ શા૦ કેશવજી લીલાધર.

## ખંભાત.

શા૦ મુલચંદ ઝવેરચંદ મારફત.

૩ શા૦ મુલચંદ ઝવેરચંદ.
૧ શા૦ માણેકચંદ ફતેચંદ.
૧ શા૦ વખતચંદ કશળચંદ.
૧ શા૦ પાનાચંદ લખમીચંદ.
૧ શા૦ રતનચંદ ફુલચંદ.
૧ શા૦ જેસંઘ ફુલચંદ.
૧ શા૦ કશતુરચંદ મોતીચંદ.
૧ શા૦ લાલચંદ વખતચંદ.
૧ શા૦ દોલતચંદ ભાણા.
૧ શા૦ પાનાચંદ મોતીચંદ.
૧ શા૦ પોપટ વખતચંદ.
૧ સંઘવી ગરૅાર મોતીચંદ.
૧ શા૦ રતનચંદ મોતીચંદ.
૧ શા૦ રતનચંદ ગણેશજી.
૧ શા૦ ગુલાબચંદ જોઈતા.
૧ શા૦ નગીન ડાહ્યાભાઈ.
૧ શા૦ તારાચંદ જોઇતા.
૧ શા૦ મગન વખતચંદ.

## પાલણપુર.

૧૦ રા. રા. પીતાંબરભાઇ હાથીભાઇ.

## લીમડી.

શા૦ ત્રીભોવન ઉમેદચંદ મારફત.

૨ લીમડી જૈન શાળોદય શા૦ ત્રીભોવન ઉમેદચંદ તથા પારેખ મગનલાલ ચાંપશી તથા પારેખ દોલચંદ મોરારજી તરફથી ભેટ.
૨ શા૦ ત્રીભોવન ઉમેદચંદ.
૨ રા. રા. ડોશાભાઈ ગોપાળજી.
૨ શા૦ માવજી કરશન.
૧ પારે. દોલચંદ મોરારજી.
૧ શા૦ સુંદરજી ડાહ્યાભાઇ.
૧ સંઘવી હરગોવન ભુદર.
૧ શેઠ હરજીવન કશતુર.
૧ શા૦ મનસુખ ખીમચંદ.
૧ શા૦ શીવલાલ પુંજાભાઈ.
૧ શેઠ કાનજી જીવરાજ.
૧ શા૦ મોહનલાલ આતમચંદ.

૧ રા. સુખલાલ લખમીચંદ.
૧ પારે. અમીચંદ ભીમજી.
૧ તલશાણીઆ મગનલાલ મોતીચંદ.
૧ શા૦ મગનલાલ ઝવેર.
૧ સંઘવી રંગજી આણંદજી.
૧ તલશાણીઆ જગજીવન કશતુર.

### અમદાવાદ.

૧૦ શા૦ મલીચંદ જેચંદ.

### લાકડીઆ.

દોશી પ્રેમચંદ શોમચંદ મારફત.

૨ દોશી પ્રેમચંદ શોમચંદ.
૨ મા. કપુરચંદ હીરાચંદ.
૧ મા. વેલજી કેશવજી.
૧ મા. જીવણ દાનશંગ.
૧ શા૦ પોલા પખાણી.
૧ મા. કશળચંદ પાનાચંદ.
૧ શા૦ ઉગા અરજણ.
૧ શા૦ રતનશી રાજશી.

### જોડીઆ બંદર.

શા૦ માણેકચંદ રતનશી મારફત.

૨ કોઠારી કાશીદાશ વલમજી.
૧ સંઘવી હરખચંદ લાલજી.
૧ મા. જાદવજી મુલજી.
૧ દોશી પોપટ કરશનજી.
૧ મા. વલભજી પરમાણંદ.
૧ શા૦ માણેકચંદ રતનજી.
૧ મા. ભગવાન ચાંપશી.
૧ કોઠારી નારણજી તારાચંદ.
૧ મા. પોપટ રામજી.

### ગઢડા.

શા૦ પ્રેમચંદ મોનજી મારફત.

૧ કામદાર ઉજમશી પરશોતમ.
૧ શા૦ ગોકળ ઓડા.
૧ શા૦ તારાચંદ બેચર.
૧ શા૦ દુલભ બેચર.
૧ કામદાર જગજીવન હીરાચંદ.
૧ શા૦ જેચંદ ગગુ.
૧ શા૦ હંશરાજ ઝવેર
૧ શા૦ હીરાચંદ કુવરજી.
૧ શા૦ ટોકર ગોરધન.
૧ શા૦ રાઇચંદ તારાચંદ.
૧ શા૦ દીપચંદ જીવરાજ.
૧ શા૦ મંગળજી અમરચંદ.

### મોરબી.

૪ શ્રી જૈનશાળા ખાતે હા. મેતા માધવજી ચાપશી તથા ત્રીભોવન મોણશી.
૧ રા. રા. મુલચંદ મોનજી.
૧ રા. રા. અમરચંદ ઝવેરચંદ.
૧ મેતા કાળીદાશ નેણશી.
૧ દેશાઈ વનેચંદ રાજપાળ.
૧ મેતા ભીમજી વ્રજપાળ.
૧ સંઘવી દેવકરણ હીરાચંદ.

## જામનગર.

શા૦ લધુ સુંદરજી
મારફત.

૫ શા૦ લધુ સુંદરજી.
૧ પારે. લાધા મોતીચંદ.
૧ પુનાતર ઝવેરચંદ નાનજી.
૧ શા૦ દેવકરણ કાળીદાશ.
૧ વોરા રવજી નારણજી.
૧ શા૦ વીરજી હીરાચંદ.
૧ વારીઆ ઠાકરશી કલાણજી
૧ વકીલ રાયચંદ કાળીદાશ.
૧ મેતા પરશોતમ કલાણજી.
૧ પટવી મેઘા હંશરાજ.
૧ વાશા પાનાચંદ નાગજી.
૧ મેતા કચરા હરીદાશ.
૧ વોરા ડોશા જીવરાજ.
૧ પુનાતર ઠાકરશી જગજીવન
૧ ખત્રી કુવરજી લવજી.
૧ પારે. વીરજી ગોડીદાશ.

## જેતપુર.

લાઠીઆ ધારશી રામજી
મારફત.

૨ લાઠીઆ ધારશી રામજી.
૧ પારેખ વનીચંદ ફુલચંદ.
૧ શા૦ કાળીદાસ કલાણજી.
૧ રા. રા. ઓતમચંદ જેઠા.

## બોટાદ.

ગાંધી રતનશી અમરચંદ
મારફત.

૧ ગાંધી રતનશી અમરચંદ.
૧ ગાંધી જીવણ અમરચંદ.
૧ શા૦ શંઘજી પરમા.
૧ દોશી ભુદર શોમચંદ.
૧ શા૦ હરીચંદ ડાયા.
૧ શેઠ કરશનજી ઓધવજી.
૧ દેશાઇ રઘુ દેવચંદ.
૧ ગાપાણી ઠાકરશી ડાયા.
૧ શલોત મોતીચંદ રણછોડ.
૧ દેશાઇ રાયચંદ ડોશા.
૧ કામદાર બાવા લલુ.

## આમરણ.

માટલીઆ હંશરાજ શવજી
મારફત.

૨ મા. હંશરાજ શવજી.
૧ મા. ડામજી હાંણી.
૧ શ્રી થાનક ખાતે.

## બગશરા.

મેઘાણી રામભાઈ શ્રીપાળ
મારફત.

૧ મેઘાણી રામભાઇ શ્રીપાળ.
૧ દફતરી હેમચંદ વિ. જીવા.
૧ મંગળચંદ ઝવેરચંદ શાહ.
૧ શા૦ વશતા વખતચંદ.
૧ દોશી ભાભા હેમચંદ.

## પીપળવા.

શા૦ જીવરાજ બેચર
મારફત.

૧ શા૦ જીવરાજ બેચર.
૧ શા૦ કેશવજી કુવરજી.
૧ વોરા ગુલાબચંદ મનજી.
૧ શા૦ પરશોતમ પીતામર.

## ઊમરાળા.

૨ શાઠાકર જેઅચંદ.

૨ શાહાકર કપુર.

## ડીગશરા.

૧ શેઠ ઉજમશી વીરપાળ તથા પેમચંદ ડોશા.

## ખાખરીઆ.

૪ શા૦ માણેકલાલ દીઆળજી તારમાસ્તર.

## સુલતાનપુર.

૪ વલભજી ટોકર.

## વાંકાનેર.

૩ શેઠ ભાઇચંદ મનજી.

## વડીઆ.

૧ પારે. કેશવજી વિ. વીરજી.

## પડધરી.

૧ પટેલ હેમરાજ ત્રીકમજી.

## વટામણ.

૧ ભાવશાર નારણુ રામભાઇ.

## બોરસદ.

ભાવશાર ત્રીભોવન દાજીભાઈ મારફત.

૧ ભાવશાર ત્રીભોવન દાજીભાઇ.

૧ ભાવશાર પ્રાણજીવન માધવજી.

૧ ભાવશાર મોતીચંદ કાનજી.

૧ ભાવશાર નાથા કાહાનદાશ.

૧ દોશી રણછોડ ઝવેર.

૧ શા૦ વેણીદાશ વશંતજી.

## પાલીઆદ.

૧ ગોશલીઆ જેચંદ પનજી.

૧ ગોશલીઆ હરીચંદ રાયચંદ

૧ ગોશલીઆ ત્રીભોવન મોર.

૧ દોશી ખેતશી ઝીણા.

૧ શાભુરા ભાઇચંદ.

## લાઠી.

શા૦ નારણજી રાજપાળ મારફત.

૧ શા૦ પોપટ મોનજી.

૧ શા૦ વાલજી ગીગા.

૧ શા૦ પનજી ખોડા.

૧ શા૦ વીરચંદ વેલા.

## લાલપર.

૧ ખત્રી રાઘવજી વિ. વીરજી.

૧ મેતા પરશોતમ કલાણજી.

૧ મેતા ભાણજી સુંદરજી.

૧ મેતા ઓતમચંદ હીરાચંદ.

# જાહેરખબર.

સર્વ સદગ્રહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ ચોપડી જેને જોઇતી હશે તેને શા૦ મનોરદાશ ખીમચંદ ભાવનગર, ઠેકાણું પુંજા અમરાની શેરીમાં, ગાંધીના ડેલામાં. કીમત રૂ૦-૧૨-૦ રોકડી કીમતેથી મળશે.

પરદેશથી મંગાવનારે ટપાલખર્ચ જ્યાદે આપવું પડશે.

નોટપેડ કાગળો લેવામાં આવશે નહીં.

